# JARTHOSHTI JAMANO

(ZOROASTRIAN ERA)

BY

Maneck Hormasjee Dadachanjee

F. C. I. (Eng.)

Fellow of the Institute of Commerce.
Fellow of The Indian Academy of Science.
Fellow and Teacher's Diploma Holder of The British Institutes and The University of U. S. A.

AUTHOR OF

"The Zoroastrianism."

"Life of the great Prophet etc., etc."

---



---

Printed at the Kaiser-i-Hind Paper Printing Works

BOMBAY.

1919.

# જરથોસ્તી જમાનો.

યાને

## પારસી કોમની હાલની અને અગાઉની ધાર્મિક, કોમી અને રાજદવારી હાલતનો મુકાબલો.

લખનાર—માણેક હોરમસજી દાદાચાનજી,
એફ. સી. આઇ. (ઇંગ્લાંડ).

"ખુદાને મળવાનો જરથોસ્તી માર્ગ"—
"અશો જરથોસ્ત" વગેરેના કર્તા.



મુંબઇ.
"કયસરે હિન્દ" પેપર પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી છે.
૧૯૧૯.



સેવક તમારો,

માણેક હોરમસજી દાદાચાંનજી.

# પ્રસંશા.

...........પોતાની કોમ તરફનો પ્યાર, ધર્મ તરફની જાનફેશાની, રાત દિનની બિનસ્વાર્થિ સેવા અને કોમના દરેક સવાલોના એક ચુનંદા અભ્યાસી તરીકે, તેમજ પોતાની કોમના ગરીબ વર્ગ માટે, જુવાન વર્ગ માટે અને કોમના બેહેતરીના અનેક સવાલ માટે, લાગવગ, ધમકી અને શરમ ભરેલા દબાણની કશી પણ દરકાર રાખ્યા વિના અત્યંત મુશ્કેલીઓની સામે થઇ સ્વતંત્રપણે ફતેહમંદ રીતે કોમ હિતકારી સેવાઓ બજાવી મી૦ માણેકશાહ દાદાચાનજીએ આપણા જુવાનયાઓ અને કોમ તરફ બેદરકાર બનેલાઓને એક અચ્છો ધડો પુરો પાડયો છે...........

મરહુમ ખા૦ બા૦ શ્યાવક્ષ દાવર.

પુના, તા૦ ૧૯-૬-૧૬.



બહેસ્તનશીન બાઈ પીરોજા સોરાબ વાચ્છા

તે

**શેઠ રૂસ્તમજી દોરાબજી દીનશાહ એડનવાળાના બેટી.**

જેવણુ લંડનમાં ઇ૦ સ૦ ૧૯૧૪ માં ગુજર પામ્યાં હતાં.

# અર્પણ પત્રિકા.



મરહુમ મીસીસ પીરોજા સોરાબ વાચ્છા

તે

શેઠ રૂસ્તમજી હોરામજી દીનશાહ એડનવાળાના
બેહેસ્તનશીન પુત્રી

જેવણનું સને ૧૯૧૪માં લંડન મધે દીલગીરી ભર્યું મરણ
નીપજ્યું હતું, તેવણના

અને

તેવણનાં કુટુંબના એક મિત્ર અને વખાણનાર તરીકે

**જરથોસ્તી જમાનાની આ નાનકડી કેતાબ.**

અતિ માન, વહાલ અને પુર્ણ ભકિતભાવ સાથે તેણીના
અશો રવાનને

અર્પણ કરૂં છું.

મા. હો. દા.

# લેખક તરફથી કાંઇક થોડું.

શુક્ર તે બારેહકતાલાના હઝારો હઝાર કે જેની મહા પ્રતાપી મહેરથી સેવક પોતાની ચોથી કોશીશ જરથોસ્તી કોમ સનમુખ ધરવાતે સામર્થવાન થયો છે. બાઇબલ સોસાયટીનાં ધોરણ મુજબ થોડે થોડે વખતે નાની ચોપડી છપાવ્યાં પ્રગટ કરવાનો મુજને શોખ ઉત્પન્ન થયો, જેનાં પરીણામે અત્યાર આગમજ કેટલીક ધાર્મિક નાની કેતાબો પ્રગટ થવા પામી હતી, અને આ ચોથી નાનકડી પણ ઉપયોગી કેતાબ મારી પ્યારી કોમ સનમુખ રજુ કરતાં અતિષ્ય આનંદ થાય છે.

આ કેતાબને ૧૦) ભાગમાં વેહેંચી નાખવામાં આવી છે, અને તેને મુખ ત્રણ અગત્યતા ભરી બાબદોના સમાવેશથી શોભાવવામાં આવી છે. પહેલી બાબદમાં અશો જરથુસ્ત્રનો જમાનો કાંઇક લંબાણ વિસ્તારથી સમજાવવાની કોશેશ કરવામાં આવી છે, અને તેને જુદાં જુદાં પુસ્તકોના આધારે અને જુદા જુદા જાણીતા ફિલસુફીનાં મત મુજબ રજુ કરવામાં આવ્યો છે.

બીજી બાબદમાં તે જમાનાનાં જરથોસ્તીઓની સંસારી, ધાર્મિક અને રાજદવારી હાલતનાં પ્રકરણો રજુ કરવામાં આવ્યા છે, અને છેવટની બાબદ તરીકે તે જમાનાના જરથોસ્તીઓની હાલતનો મુકાબલો રજુ કરવામાં આવ્યો છે.

આ સઘળી બાબદો જે માત્ર કેટલાંક જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો જે મુંબઇ તેમજ બહાર દેશાવરોમાં થયા હતાં હતાં તે સઘળાંનાં સારનાં વાળાંમાંથી ગોઠવી કાઢવામાં આવી છે, અને જોકે તે અત્યંત ટુંકા અને સરળ રીતે આપવામાં આવી છે, છતાં તે એકત્ર બાબદ તરીકે જરથોસ્તીઓને જરૂર પસંદ પડશે, એવી આશા રાખું છું. જરથોસ્તી મહઝબને લગતી અનેક કેતાબો કોમના સ્વીકારાવલા, જાણીતા અને

વિદ્વાન વકતાઓ અને લેખકો તરફથી અત્યાર આગમજ બહાર પડી છે, તેમાં આ નાનકડી કેતાબ કે જે મોટાં કે નાનાં, સ્ત્રી, પુરૂષ, કે બચ્ચાંઓને સર્વેને એકસરખી રીતે ઉપયોગી થઇ પડે, તેમજ આખો જરથોસ્તી મહઝબ ટુંકમાં સમજવાને તથા પારસીઓની હાલની અને અગાઉની હાલત જાણવાને સબળ થઇ પડે એવી પધ્ધતી ઉપર રચવામાં આવી છે, તે મજકુર અનેક કેતાબોમાં એક લાયક જગા રોકશે, એમ હું આશા રાખું છું, અને ઇચ્છું છું કે કોમના દરેક વાંચનારની તે પ્રસંશા પામશે તો લાયક ઉત્તેજન મળેલું લેખાશે.

આ પુસ્તકમાં લખાયલી બાબદોનાં ભાષણો અને લખાણોમાં મારા અભ્યાસ માટે જે બીજાં પુસ્તકોની મદદ લેવી પડી છે, તે માટે તેના કર્તાઓનો પણ ઉપકાર માનવાની હું મારી ફરજ વિચારૂં છું.

છેવટે હું આશા રાખું છું કે આ નાનકડાં પુસ્તકમાં લખાયલી બાબદો દરેક જરથોસ્તી વાંચી તે માહેથી પોતાના ઉપયોગનાં તત્વોનું બરાબર અવલોકન કરી પોતાની રોજીંદી જીંદગીમાં તેનું અનુકરણ કરી એક જરથોસ્તી પારસી તરીકે પોતાની સઘળી ફરજો બજાલાવવાને સામર્થવાન થાય, અને તે મહાન પરવરદેગાર કુલે આલમ સાથ જરથોસ્તીઓની વૃધ્ધિ, આબાદી અને બોલબાલા કરે. આમીન !

સેવક,

**માણેક હોરમસજી દાદાચાનજી.**

દાદાચાનજી બીલ્ડીંગસ
૫૫, ખેતવાડી ૪ થી ગલી,
મુંબઇ, તા૦ ૧ લી જુલાઇ ૧૯૧૯.

# સાંકળ્યું.

## ભાગ પહેલો.



## ભાગ બીજો.



## ભાગ ત્રીજો.

## ભાગ ચોથો.



## ભાગ પાંચમો.



## ભાગ છઠો.



## ભાગ સાતમો.



## ભાગ આઠમો.



## ભાગ નવમો.



## ભાગ દશમો.

# અશો જરથુશ્ત્રનો જમાનો.



માણેક હોરમસજી દાદાચાનજી.

---

## ભાગ પહેલો.

—:o:—

### જરથુશ્ત્રના જમાના બાબે વીદ્વાનોની કલ્પના.

પારસીઓનાં મહાન પએગમ્બર ઇરાનવેજના અશો જરથુસ્ત્રના સનેની શોધખોળ અને તે મહાન અશો નર કયા જમાનામાં થઇ ગયા છે તે બાબેની જુસ્તેજો ખીલારેકી હરફોની શોધથી જેટલી આપણને મળી આવે છે તેટલી કોઇપણ બીજી રીતે આપણે મેળવવાનો સામર્થવાન થયા નથી. ખીલારેકી અક્ષરોથી આગલા ઇતિહાસોને ઇરાનમાં સજીવન કરવાની શોધ ઓગણીસમી સદીની શરૂઆતમાંજ થયલી માલમ પડે છે, કે જે શોધની અગાઉ આપણા મહઝબના ઇતીહાસ અને ખુદ મહઝબની ઘણીક શોધખોળો અતીષ્ય મુશકેલ થઇ પડી હતી.

### આપણો મહઝબી ઇતિહાસ.

આપણા પવીત્ર મહઝબને લગતા ઇતિહાસનાં પુસ્તકોનો મોટો ભાગ ગ્રીક તથા ફારસી જબાનમાં લખાયલો હતાં, કે જેનાં અભ્યાસ અને શોધખોળની રૂએ આપણે ઘણું જરૂરી

મહઝબી અજવાળું પામ્યા હતા. ગ્રીક ભાષામાં જે તવારીખો લખાઇ હતી તે સઘળાંમાં હીરોડોટસની તવારીખ વજનદાર ગણાતી હતી, અને ફારસીમાં ફીરદોશીનાં શાહનામાને આપણી મહઝબી અને રાજદ્વારી તવારીખ જાણતા આવ્યા છીએ. બન્ને લખનારાઓ તે વખતનાં મોટામાં મોટા તવારીખ નવેશો હતા, એમ સાબીત થઇ ચુક્યું છે. જે મહાન નરોની લેખનકળા આજે પણ પ્રસંશા પામે છે. તેઓ આપણા મહઝબી ઇતીહાસમાં ઘણા ખરા જુદા પડતા માલમ પડયા છે. જ્યારે આ બન્ને મહાન લેખકો અને ફીલસુફો જરથોસ્તી મહઝબના ઇતિહાસને લગતાં અજવાળાંમાં જુદા પડેલા માલુમ પડયા છે, ત્યારે હાલનાં તવારીખનાં અભ્યાસીઓનાં મનમાં વાજબી શક ઉત્પન્ન થાય એ બનવા જોગ છે. કેટલાએક અભ્યાસીઓ ફીરદોશીનાં શાહનામાંનાં લખાણ ઉપર વિશ્વાસ ધરાવતા, જયારે કેટલાએકો હીરોડોટસ તવારિખને વધારે સંગીન ધારતા, જયારે થોડાકો બન્ને તવારીખ નવેશો તરફ શંકાશીલ બની બન્નેના લખાણો ઉપર શકની નજરે જોતા હતા. એક વખત એવો હતો કે જયારે અશો જરથુસ્ત્રના જમાના વિષે જુદા જુદા મતો જુદા જુદા અભ્યાસીઓ અને વીદ્વાનો ધરાવતા હતા, પણ હવે આપણે તે સર્વે મુશ્કેલીઓ મટી ગએલી સમજીએ છીએ. ખીલારોકી શોધથી અશો જરથુસ્ત્રનો જમાનો મુકરર કરવામાં પણું અજવાળું પડયું છે, એટલે આપણે અશો જરથુસ્ત્ર કયા વખતમાં થઇ ગયા હતા તે બાતમી મેળવવાને કેટલેક દરજજે સામર્થવાન થયા છીએ.

## આગલા ગ્રંથકર્તાઓ શું કહે છે!

યુનાની ગ્રંથકર્તા હીરોડોટસ અને ઝેનોફન કે જેઓ અગાઉના ઝરાની તવારીખ નવેશો કરતાં કાંઇક વધારે લખી ગયા છે, તેઓ અશો જરથુસ્ત્રના જમાના વીષે કશું જણાવી ગયા નથી, અને તેઓએ રચેલા મહઝબી ઇતિહાસના અભ્યાસ દરમ્યાન અશો જરથુસ્ત્રનું નામ કયાંબીએ મળતું નથી. તો પણ તેઓ પછી થયલા ઘણાક ગ્રંથકર્તાઓ અશો જરથુસ્ત્રની ભુમી અને તેના જન્મકાળ વિષે પોતાના વિચારો જાહેર કરી ગયા છે, એમ માલમ પડે છે. બેબીલોનની તવારીખ લખનાર બેરોસસ એવું જણાવે છે કે અશો જરથુસ્ત્ર ઇ. સ. પુર્વે ૨૨૦૦ વરસ ઉપર એટલે આજથી ૪૧૧૯ વરસ ઉપર થઇ ગયા છે. ઝેનથસ નામનો લીડીઆનો રહેવાસી તથા દાયોજીનીસલેઅરસી અસ એવું લખી ગએલો માલમ પડે છે કે અશો જરથુસ્ત્ર ક્ષરકસીસે યુનાની દેશ ઉપર ચઢાઇ કીધી તેની ૬૦૦ વરસ આગમજ એટલે ઇ. સ. પુર્વે ૧૦૮૦ વરસ ઉપર થઇ ગયા છે. પ્લુટાર્ક તથા સાઇડસનાં કહેવા મુજબ તે ટ્રોયની લડાઇની ૫૦૦ વરસ આગમજ એટલે ઇ. વ. પુર્વે ૧૭૦૯ વરસ ઉપર થઇ ગયા છે. હરમીયસ તથા હરમોન્ડર નામના બીજા તવારીખ નવેશો અશો જરથુસ્ત્રના જમાનાને ત્રોયની લડાઇની ૫૦૦૦ વરસ અગાઉ એટલે ઇ. સ. પુર્વે ૬૨૦૯ ઉપર કલ્પી જાય છે.

## એરીસ્ટોટલ કે પુડાકેશીઅસ.

એરીસ્ટોટલ તથા પુડોકશીઅસ જરથોસ્તી જમાનાને પ્લેટોનાં મરણની ૬૦૦૦ વરસ આગમજ એટલે

ઇ. સ. પુર્વે ૬૩૪૮ વરસ ઉપર મુકી જાય છે. ટીશીઅસ કે જે આર્ટાઝરકસીસ નીમનની દરબારમાં લાંબો વખત સુધી એક પરોણા દાખલ રહયો હતો, તે એવું જણાવતો માલમ પડયો છે કે અશો જરથુસ્ત્ર બેકત્રીઅના મુલકના રાજા હતા. એમીએનસ મારસેલાઇસ જેલેટીન, ભષાનો અચ્છો ગ્રંથકર્તા કહેવાતો હતો જે ઇ. સ. ૪ થી સદી દરમ્યાન જુલ્યન શહેનશાહની સાથે ઇરાનમાં ગયો હતો, તે પોતાનાં ઇતિહાસનાં ૨૩)માં વોલ્યમમાં લખે છે કે જરથુસ્ત્ર બેકત્રીઆના રહેવાશી હતા, કે જેણે ઇરાનનાં મહઝબની અંદર ઘણા બહોળા ફેરફારો કર્યા હતા, અને તેની પછી દારાએસનાં બાપ હીસ્તાસપીસે તે ધર્મને પાછો સુધાર્યો હતો. આ ઉપરથી આપણે જરથોસ્તીઓ જોઇ શકતે છીએ કે ઉપર ટાંકેલી ઇતીહાસીક શોધો ઉપરાંત બીજા મહાન લેખકો જેવા કે સેન્ટકલેમેન્ટ, દાયોજીનીસ, એપુલ્યસ, પ્લીની પણ ઉપલા ગ્રંથકર્તાઓની દલીલો ને લગભગ મળતા થાય છે. એગેથીઅસ નામનો યુનાની ગ્રંથકર્તા કે જે પોતાનાં વખતનો સન્તા સમાન તવારીખ નવેશ ગણતો હતો તે લખે છે કે "જરથુસ્ત્ર કયા જમાનામાં થઇ ગયા તે ચોકસ માલમ પડતું નથી. હાલના ઇરાનીઓ એવું જણાવે છે કે તે હીસ્તાસપીસ (વીસતાસ્પ)નાં વખતમાં થઇ ગયા પણ હીસ્તાસપીસ દારાએસનો બાપ કે કોઇ બીજો તે શકમંદ લાગે છે. જરથુસ્ત્ર કયા વખતમાં થઇ ગયા તે નક્કી નથી તોપણ એટલું તો સાબીત થાય છે કે તે ઇરાનીઓના પએગમ્બર હતા અને નવા ધર્મના મહાન લાવનાર હતા કે જે ધર્મ તેવણે ઇરાનમાં પહેલવહેલો પ્રકાશીત કર્યો હતો". એ વગેરે બીજા

તવારીખ નવેશો તથા રૂમી ગ્રંથકર્તાઓ જરથોસ્તી મહઝબ વીષે ઘણું લખી ગયા છે. પણ તે કયા જમાનામાં આ દુન્યામાં પેદા થયા હતા તે સાબીત કરી ગયા નથી. ગ્રીક અને લેટીન ગ્રંથકર્તાઓએ અશો જરથુસ્ત્રનાં જમાના વિષે અનુમાન કર્યાં છે, અને જુદા જુદા જમાનાને જરથુસ્ત્રનાં જમાનાં તરીકે ઓળખાવી ગયા છે. તેનું મોતેબર કારણ એ હેવું જોઇએ કે જરથુસ્ત્ર નામના ઘણા શખ્સો ઇરાનમાં થઇ ગયા હતા. મહઝબ અને તેનો ઇતીહાસ ખુલ્લે ખુલ્લું દર્શાવે છે કે અસલના વખતમાં ઇરાન દેશ મધે જરથુસ્ત્ર નામનાં અનેક ફીલસુફો થઇ ગયા છે તેઓમાંનો એક કેલદીયાનો રહેવાશી, બીજો પેમફીલ્યન, ત્રીજો આરમાની, ચોથો પરસીસ, પાંચમો પ્રોકે-નીસીઆ, અને છઠ્ઠો બેબીલ્યન હતો, અને એ વગેરે અનેક જરથુસ્ત્ર ઇરાનની ભુમી ઉપર થઇ ગયા હતા. સ્ટેનલી નામનો એક ફીલસુફ પોતાના એક કેતાબમાં એકત્રીઆનાં જરથુસ્ત્ર વિષે લખી જાય છે કે જે જરથુસ્ત્ર આપણા મહાન પએગમબર જરથુસ્ત્ર સ્પીતામો હતા એવું હલની શોધ ઉપરથી મુકરર થાય છે.

## રોમની પડતીથી વીદ્યાને આંચકો.

ઉપર જણાવેલા લગભગ સઘળા રૂમી, ગ્રીક, અને લેટીન વીદ્વાનો ક્રાઇસ્ટના જન્મની પાંચ સદી આગમજ થઇ ગયા હતા. ઇતિહાસ આપણને કહે છે કે ક્રાઇસ્ટનાં મરણ પછીની છઠ્ઠી સદીમાં જયારે રોમનું મોટું રાજ જે આખી દુન્યામાં અધિકાર ભોગવતું હતું તે કમનસીબીએ પડી ભાગ્યું અને વીદ્યા. અભ્યાસ, તેમજ ફીલસુફીનો આ શોધકર્તા દેશ,

કે જેનાં ભાંગી પડવાથી વિદ્વાને એક મોટો આંચકો લાગ્યો. ક્રાઇસ્ટનાં મરણ પછીની ૭ મી સદીમાં જ્યારે મુસલમાન અને આરબ લોકનું જોર ઘણું વધી પડયું, જેઓએ દુન્યાંની અંદર મોટો દોર ચલાવવા માંડયો હતો, જેથી વિદ્યા અને ફિલસુફીને પાછળ હઠવું પડયું હતું. ક્રાઇસ્ટનાં મરણ પછીની આઠ મી સદીમાં જે સુધારો યુરોપ ખંડમાં પ્રગટ થયો હતો તે સુધારો પણ પાછો પડી ભાંગ્યો, જેથી યુરોપ ખંડ પાછો લગભગ જંગલીપણાની અવસ્થામાં આવ્યો, અને ઇતિહાસપરથી માલમ પડે છે કે ક્રાઇસ્ટનાં મરણ પછીની નવમી તથા દશમી સદીમાં તો યુરોપખંડ ઘણીજ જંગલી હાલતમાં આવી ધાચો હતો. ક્રાઇસ્ટનાં મરણ પછીની છઠ્ઠી, સાતમી, આઠમી અને નવમી સદીઓને ઇતિહાસ લખનારાઓ ઘણુંજ જંગલી વખત તરીકે ઓળખે છે, પણ યુરોપની આ અસર એશિઆ ખંડને મુદલ લાગી નહતી, કારણ કે એ વખતે તો એશિયા ખંડમાં સુધારાનાં બીરોપાઇ ચુંકયાં હતાં. તેજ વરસમાં ફારસી તથા અવસ્તા અને પહેલવીનો અભ્યાસ ઇરાનનેજના મુલકમાં ઘણો પ્રસરી રહયો હતો, અને તેજ અઇઆમમાં ફીરદોશી તુશી કે જેનાં રૂહપર હજારો હજાર દરૂદ હોજો, તેણે પારસીઓનાં શાહેન-શાહઓનો ઇતિહાસ એક વખત ફરીથી જીવતો કર્યો હતો.

## શાહાનામાની શાહાદતો.

શાહનામાંનાં અભ્યાસ દરમ્યાન જોઇ શકીએ છીએ કે ફીરદોશીનાં જણાવ્યા મુજબ અશો જરથુસ્ત્ર પાદશાહ ગુસ્તાસ્પનાં વખતમાં થઇગયા હતા. એમ માલમ પડે છે. જોકે આગલા લખનારાઓ અને ફીરદોશી વચ્ચે ઇતીહાસીક બનાવોના લેખો વચ્ચે ઘણો

મતફેર છે, તે છતાં મારા નાકેશ મત મુજબ ફીરદોશીની ગણત્રી કાંઇક વજનદાર ગણી શકાય. આરબ તવારીખ નવેશ મસુદી જરથુસ્ત્રનાં જમાનાને એલેકઝાન્ડર ધી ગ્રેટ અથવા સીકંદર બાદશાહની ૨૮૦ વરસ આગમજનો ગણે છે. ઓન્દેમીરે લગભગ ફીરદોશી તુશીને મળતુંજ મત આપ્યું છે આ સઘળા અસલી લખનારાઓ ઇરાની, રૂમી, યુરોપ્યન, અને ગ્રીક તવારીખ નવેશોનાં મતો એક અથવા બીજી રીતે જુદાં પડે છે, તોપણ તે સઘળાંઓ એટલું તો સિધ્ધ કરી ગયલા માલમ પડે છે કે જરથુસ્ત્ર નામના એક પએગમ્બર ઇરાન દેશમાં પેદા પડયા હતા, અને તેવણે પોતાનો મહઝબ તે વખતનાં લોકો સનમુખ રજુ કર્યો હતો, ઇ. સ. ની ૧૮ મી સદીમાં બેલી નામનો એક જાણીતો જ્યોતીષ શાસ્ત્રી આ દુન્યાંની તવારીખ જમાનાને મુકરર કરી ગયો છે, તે અશો જરથુસ્ત્રનાં જમાનાને આજથી આશરે ૫૦૦૦ હજાર વરસ ઉપર મેલે છે. કુશે જણાવે છે કે જરથુસ્ત્ર ક્રાઇસ્ટનાં જન્મની ૧૦૦ વરસ આગમજ થઇ ગયા છે, અને તાઇસન નામનો વિદ્વાન તેને ટેકો આપે છે.

## પુર્વની ભાષાઓનો પશ્ચિમમાં અભ્યાસ.

ગઇ એક સદીની ઉપર, યુરોપના નામીચા વિદ્વાનો પુર્વની ભાષા અને કેળવણી ઉપર વધુ ધ્યાન આપવા લાગ્યા. હિબ્રુ, અરેબીક, ફારસી, અને સંસ્કૃતનો અભ્યાસ તેઓએ પોતાનાં દેશમાં દાખલ કર્યો તેજ વખતે ઓક્ષફર્ડ યુનીવરસીટીના પ્રો૦ ડૉ૦ હાઇડ કે જેવણ અરાબીક ને હીબ્રુ ભાષાના પંડીત હતા, ને જેવણે જરથોસ્તી મહઝબ ઉકલાંવવાની પહેલ

વહેલી કોશેશ કરી હતી, તેવણુ જરથુસ્ત્રનાં જમાનાને આજથી ૨૫૦૦ વરસ ઉપર મુકે છે. આંકુટીલ ડુપેરોં ઉપલી દલીલને ટેકો આપે છે. આંકુટીલ ડુપેરોં એ કે જેણે જરથુસ્ત્રનાં મહઝબનો તરજુમો કર્યો હતો. જે જોકે અશુધ્ધ હતો તોપણ આખા યુરોપમાં તેણે મોટી અચરતી ઉપજાવી હતી, અને તેનાથીજ જર્મનીમાં આપણાં મહઝબની કેળવણીનો પગપેસારો થયો. તેના જણાવ્યા મુજબ અશો જરથુસ્ત્ર દારાએસ હીસ્તાસપીસ કે જેને ગુસ્તાસ્પ તરીકે ઓળખવામાં આવ્યો છે. તેનાં વખતમાં થઇ ગયા છે. આકુટીલનાં આ ધરખમ મતને સર વિલ્યમ જોન્સ, માલકમ, ન્યુટન, પોર્ટ, વગેરે વગેરે ગ્રંથકર્તાઓએ ટેકો આપ્યો હતો. ૧૯ મી ને ૨૦ મી સદીનાં જુદા જુદા પંડીતોએ જુદાં જુદાં મતો બહાર પાડયાં છે, જેને આપણા જરથોસ્તી અભ્યાસીઓએ અને દસ્તુર દાવરોએ આપેલો ટેકો લગભગ મળતો છે. કોલંબ્યા યુનીવરસીટીવાલા પ્રો૦ જેકસન અને મરહુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામા પણ લગભગ એજ મતને મલતા હતા, જયારે યુરોપનાં વીધવાનો આપણા મહઝબની ફિલસુફી શોધવાને માટે કોશેશ કરતા હતા, અને પુર્વની ભાષાઓની રૂએ જરથોસ્ત્રી મહઝબ ઉપર અજવાળું નાખવાને માટેની શોધોમાં રોકાયલા હતા, તે અઇઆમમાં સારે નસીબે એક મહાન શોધ આપણી સમક્ષ આવી, જેણે આપણા મહઝબની તકરારી ચર્ચાનો અંત આણ્યો. તે તકરારી ચર્ચા શુ હતી તે આપણે જાણ્યે છીએ તેમ ફીલસુફો વિદ્વાનો અને ધર્મ અભ્યાસીઓ અશો જરથુસ્ત્રના જમાનાને લગતી શોધોમાં જુદાં જુદાં મત દર્શાવતા હતા. તેઓ જુદા પડતા હતા, એટલુંજ

નહિ, પરંતુ, જે જે પુસ્તકો દ્વારા આપણે આપણા મહઝબન ઇતિહાસને ખરા તરીકે ધારતા હતા તે ઉપર પણ શકની નજરથી જોતા હતા. આ કારણથી જરથોસ્તી આલમને ખરૂ-અને ખોટું માનવાને કોઇપણ રસ્તો સુઝતો નહતો.

## ખીલારેકી તકતીઓની શોધ

ઓગણીસમી સદીની શરૂઆતમાં ઇરાનનાં પહાડોમાં કોતારેલી ખીલારેકી ભાષાઓની શોધ થવા માંડી, અને તે શોધ વ્હેલવહેલી વાર કરનાર જાણીતો જરમન વિદ્વાન ગ્રોટેફેન્ડ હતો, જેણે મહાન મુશકેલીઓ, મોતેબર મુશીબતો અને અતી જેહેમત પછી ઇરાન વેજનાં પહાડોની આ તકતીઓનાં હરફો ઉકલાવી આપણા મહઝબનું તવારીખી ખરાપણું સાબેત કરી આપ્યું. ગ્રોટેફેન્ડે આ તકતીઓ બાબે એક ઘણોજ જાણવા જોગ નીબંધ લખ્યો હતો, જેની અંદર જરથોસ્થી મહઝબના ઇતિહાસનું ખરાપણું તેણે સાબેત કરી આપ્યું. આ તકતીઓ પર લખેલી બાબદ હીરોડોટસની લખેલી તવારીખ સાથે લગભગ મળતી આવે છે. એટલે ઇરાની તવારીખનું ખરાપણું શોધી કાઢવા માટે હીરોડોટસનાં લખાણો વધુ વજન આપનારાં છે. ફીરદોશીની લખેલી પેશદાદીઅન તથા કયાનીવંશની તવારીખ અવસ્તાની અંદર લખેલી તવારીખ સાથે કેટલેક અંશે મળતી આવે છે, અને તેની અંદર આવેલી સીકંદર બાદશાહને લગતી તેમજ સાસાનીઅન વંશને લગતી હકીકત પશ્ચિમાત્ય લખનારાઓની તવારીખ સાથે ઘણે અંશે મળતી આવે છે. હીરોડોટસ ફીરદોશીથી એટલી વાતે જુદો પડે છે કે હીરોડોટસ જે એકીનમીનીસ વંશના પાદશાહઓ માટે લખે છે, તે માટે ફીરદોશી સદંતર ચુપ છે.

## યુરોપ્યન ફિલસુફોની મદદ

જયારે ગ્રોટોફેન્ડ ને ખીલારોકી હરફની ઉકલામણીમાં ઘણીક કે થોડીક ફ્-તેહ મલી ત્યારે યુરોપના બીજા મહાન ફીલસુફોને પણ તેના આ કામમાં મદદ કરવાને વિચાર સુઝયો. વેસ્ટરગાર્ડ, રૉસ્ક લૉસન, અને સર હેનરી રોલીનસન આ કામમાં અને આ મહાન શોધમાં આપણને માલમ પડયા છે. આવી રીતે ખીલારોકી હરફોની શોધ કરી આ મહાન સાવંઓએ આપણી ઉપર અગણિત ઉપકારો કર્યા છે. જે બાબદમાં પુર્વ અને પશ્ચિમનાં વિદ્વાનો જુદા પડતા હતા, અને પોતાની કલ્પના શકતીથી વિચારો દોરવતા હતા. તે સઘળાંનો ખીલારોકી હરફોની શોધોએ અંત આણ્યો. કારણકે, ખીલારોકી હરફોની ઉપર આપણે કોઇપણ રવેશે શક લઇ જઇ શકયે નહી, કે જે કોઇપણ બીજા આદમીઓથી નહી પણ ખુદ બાદશાહઓનાં પોતાનાં હાથોથી કોતરાયલા છે. એવી તકતીઓ આપણને પરસેપોલીસ,, નકશેરૂસ્તમ, એલવેંડ, અને બીહીસ્તનનાં પહાડો ઉપર નજરે પડે છે, અને તેઓ ઉપર દારાએસ, ઝરકસીસ, તથા આર્ટાઝરાકસીસ ઓકસનાં કોતરાવેલા લેખો એક મોટી સંખ્યામાં મલી આવે છે. આપણે ઉપર કહયું કે તે બાદશાહોનાં પોતાનાં હાથે કોતરાયલી હતી, તેની પુરવારી શું છે! પણ સાબીત કરવાને તઇયાર છીએ કે બીહીસ્તનનાં ખડકની ચોથી હારનાં સાતમા અને આઠમા ફકરામાં કાંઇક વાકેફગારી મળે છે. ત્યાં બાદશાહ દારાએસ લખે છે કે "મારા કામોનો હેવાલ આપ્યો છે, તે ખરો છે, અને ખુદા મારો શાક્ષી છે. એ વિગેરે મે બીજા ઘણા સારાં કામો

કર્યાં છે પણ તેનો હેવાલ મેં અત્રે આપ્યો નથી, કારણકે લોકો એમજ સમજે છે કે મેં તે ખોટો લખ્યો છે." આ ઉપરથી સાબિત થાય છે કે બાદશાહોએ હકીકત પોતે લખેલી છે, અને તે ખરી છે. બીજું તકતીઓ કોતરવાને માટે તેઓએ એવી જગા પસંદ કરી છે. કે જેમાં તેઓનું ડહાપણ ઝટ માલમ પડી આવે છે. કારણકે આપણું રાજ ગયું, તાજ ગયું ઇરાનમાંથી આપણું દીન ઇમાન ગયું, મોટા મોટા મહેલો, બીસમાર થયા, પરંતુ આ તકતીઓ આજે પણ જેવી ને તેવી હાલતમાં રહી છે.

## મહઝબ અને તવારીખનો ઇતિહાસ.

એક ભાષણકર્તાએ કે તવારીખ લખનારે જુદાં જુદા પુસ્તકોનો અભ્યાસ કરવો જોઇએ અને આજની આ બાબદ હાથ ધરવા અગાઉ અમોને પણ જુદી જુદી કેતાબોનો અભ્યાસ કરવો પડયો હતો. ફીરદોશી પોતાનાં શાહનામામાં કયાની વંશનો જે હેવાલ આપે છે, અને હીરોડોટસ એકામીન્સ વંશને માટે પોતાનાં પુસ્તકોમાં જે લખી ગયો છે, તે ઉપલી તકતીઓ પરથી માલમ પડે છે. અને એ ઉપરથી એક ચીજ એ સાબિત થાય છે કે કએખશરૂ, કએગુસ્તાસ્પ, ને કયાનીવંશના બીજા બાદશાહો સાથ સાયરસ અને દારાએસને કાંઇપણ સગાઇ હતી નહી. તેઓ જુદા જુદા જમાનામાં, જુદા જુદા મુલકોમાં, રાજ કરી ગયા છે, અને તેથી ગુસ્તાસ્પને દારાએસ હીસ્તાસ્પીસ સાથે ભેલી નાંખવો એ ભુલભરેલું છે. અશો જરથુસ્ત્ર કએ ગુસ્તાસ્પનાં વખતમાં બેકત્રીઆ અથવા બલખનાં મુલકમાં થયા હતા એમ શાહનામું અને જંદ અવસ્તા પુરવાર કરે છે.

ગુસ્તાસ્પ પાદશાહ કયાનીવંશનો છેલ્લો બાદશાહ હતો, અને જો અશો જરથુસ્ત્રનો જમાનો તે હોય તો તે દારાએસના વખતની સેંકડો વરસ આગમજ હોવો જોઇએ. કારણકે દારાએસનો જમાનો ક્રાઇસ્ટની પર૧) વરસ આગમજ ગણવામાં આવે છે. બીજું કયાનીવંશની સમાપ્તી એસીરીયનનાં રાજા નાઇન્સે આણી હતી અને એસીરીઅન લોકોની હકુમત ક્રાઇસ્ટના જમાનાની ૧૨૩૦) વરસની અગાઉ ઇરાનમાં ચાલી હતી, જે લગભગ ૫૦૦) વરસ સુધી ટકી રહી હતી, જેઓની હકુમત મીડ લોકોએ છીનવી લીધી હતી, અને તેઓની પણ હકુમત લગભગ ૨૦૦) વરસ ચાલી હતી જે બાદ સાઇરસ બાદશાહે તેઓને હરાવીને ઇરાનનું રાજ પોતાને સ્વાધીન લીધું હતું. એ સાઇરસ એકીમીનીસ વંશનો હતો, અને તે દારાએસનો નજદીકનો સગો થતો હતો, અને સાઇરસ પછી દારાએસ ચોથો બાદશાહ હતો.

## દારાએસ અને ગુસ્તાસ્પ.

આ ઉપરથી સાબેત થાય છે કે ગુસ્તાસ્પ બાદશાહ પછી દારાએસ હીસ્તાસપીસ ૮૦૦) વરસને છેટે થયો હતો. અને અશો જરથુસ્ત્ર ગુસ્તાસ્પ બાદશાહનાં વખતમાં થઇ ગયા હોય તો દારાએસનો જમાનો જે ઇ૦ સ૦ પુર્વે પર૧) નો ગણવામાં આવે છે, તેની ૮૦૦) વરસ આગમજ એટલે ક્રાઇસ્ટનાં જમાનાથી લગભગ ૧૩૦૦) વરસ આગમજ પએગમ્બર જરથુસ્ત્ર થઇ ગયલા હોવા જોઇએ, એમ સાબિત થાય છે.

જેમ આપણે તવારીખનો વધુ અભ્યાસ કર્યે છીએ, તેમ આપણને માલમ પડે છે કે ગુસ્તાસ્પ જે મુલક ઉપર રાજ કરી ગયો હતો, તે મુલક દારાએસનાં મુલકોથી જુદા પડે છે, એટ-

લું જ નહિ પણ ગુસ્તાસ્પની રાજધાની શહેર બેકત્રીઆ તથા બલખ હતું, જ્યારે દારાએસની રાજધાનીનું શહેર પરસેપોલીસમાં હતી. જો દારાએસને ગુસ્તાસ્પ એક હતે તો અવસ્તા, તવારીખ, અને તકતીમાં આટલો બધો ફરક પડને નહિ, પણ જ્યારે આ ત્રણેમાં ઘણો તફાવત પડે છે, તે ઉપરથી સાબિત થાય છે કે ગુસ્તાસ્પ ને દારાએસ એક નહિ હતા, પણ જુદા હતા. કએ ગુસ્તાસ્પ અને દારાએસ હીસ્તાસપીસ કેવળ જુદ હતા એવું હું મારાજ અભ્યાસ ઉપરથી નથી કહેતો, પરંતુ ઉપર કહ્યું તેમ અવસ્તા તવારીખ અને તકતી પુરવાર કરે છે, અને તે ઉપરાંત પશ્ચિમાત્ય વિદ્વાનો સર જયોર્જ રોલીસન બેરંનબુનસન ડૉ૦ માર્ટીન હાઉગ, તથા એ વિગેરે હીરાન, વેસ્ટરગાર્ડ મેક્ષમુલર, ગીબન, વગેરે વિદ્વાનો થોડે કે ઘણે અંશે સાબિત કરે છે.

## અશો જરથુશત્ર આજથી ૩૨૦૦ વરસ ઉપર.

આપણે ખીલારોકી શોધોથી એટલું તો પુરવાર કરી શકયા કે દારાએસ અને કએ ગુસ્તાસ્પ એ તદન જુદા જુદા પુરુષો હતા, ને તદન જુદા જુદા જમાનામાં થઇ ગયા હતા. કએ ગુસ્તાસ્પ કયાની વંશનો હતો, ત્યારે દારાએસ એકીમીનીસ વંશનો હતો. તવારીખ પુરવાર કરે છે કે દારાએસ ક્રાઇસ્ટના જન્મની પ૨૧) વરસ આગમજ થઇ ગએલો છે, અને કએ ગુસ્તાસ્પ જે પ્રો૦ મેક્ષડંકરના કહેવા મુજબ કયાની વંશનો છેલ્લો બાદશાહ હતો, અને તેનો જમાનો ક્રાઇસ્ટનાં જન્મની ૧૩૦૦) વરસ આગમજનો હતો, એટલે આજથી લગભગ ૩૨૦૦) વરસ ઉપરનો ગણાય છે, અને જો અશો જરથુસ્ત્રે

પોતાની દીન કુઍ ગુમ્તાસ્પના વખતમાં બલખ શહેરમાં આંશ-
કારા કરી હોય તો આપણે ધારી શકયે કે અશો જરથુસ્ત્ર
આજથી ૩૨૦૦) વરસ ઉપર થઇ ગયા છે.



# અશો જરથુશ્ત્રના જન્મારાનો ટુંક અહેવાલ.



## ભાગ બીજો.

---

અશો જરથુસ્ત્ર આપણા વ્હાલા પએગમ્બર, મહાન ફિલસુફ અને દુન્યાના મહાન ગુરૂનો જમાનો કયો, અને તે મહાન નરને થઇ ગયા ને કેટલાં વરસો થયાં હશે એ બાબદમાં અમોએ ઉંડાણમાં ઉતરવાની કોશેશ કરી છે, પણ એક કલાકનાં ભાષણમાં આવી એક અતિ અગત્યની બાબદને જેવી જોઇએ તેવી રીતે વિસ્તારી શકાય નહિ. એક બારગી તેમ કરવાની પણ જો મરજી હોય તો આપણે ભવિષ્યમાં એજ બાબદને જુદા જુદા ભાગોમાં લઇ શકશું—પરવરદેગાર સહાય થાઓ. પહેલા ભાગમાં મેં તેવણના જમાના બાબે સમજાવવાની કોશેશ કરી છે, અને જોકે તે સંકોચીને ઘણી ટુંકમાં સમજાવી છે, પણ તમારી સનમુખ મુકેલી બાબદ એક છેડેથી બીજે છેડે સુધી સમજ પડે એમજ સમજાવવાની કોશેશ કરવામાં આવી છે.

અશો જરથુસ્ત્રનાં જમાના બાબેનું બ્યાન પુરૂં થયું છે, અને હવે આપણને તે જમાનામાં ઇરાનીઓની ધાર્મિક સંસારી અને રાજદવારી હાલત વિષે કાંઇક બોલવું છે. પરંતુ તે મક-

રણુ કરવા અગાઉ તે મહાન પએગમ્બરની જીંદગીનો કાંઇક હેવાલ આપણે જાણવો જોઇએ એમ ઘણાકોની માન્યતા હશે. એ મહાન પએગમ્બરની જીંદગીનો આખો અને તુલોતવીલ હેવાલ હું તમારી સનમુખનાં "જરથુસ્ત્ર એક પએગમ્બર, ફિલસુફ, તથા હાકેમ તરીકે" એ વિષયનાં બે ભાષણોમાં આપી ગયો છું, અને તે ઉપરાંત તે મહાન અશો નરની જીંદગી દર્શાવનારા અનેક માણસો તમોએ સમજ્યાં હશે, કાંઇએક લખાણો વાંચ્યા હશે, એટલે તે ફરીથી અત્રે આપવાની કાંઇ જરૂર નથી. તે છતાં તેવણુની જીંદગીનું એક અતિષ્ય ટુંક વૃતાંત તમો સનમુખ રજુ કરી આપણે આપણી બાબદ ઉપર આવીશું.

## એક પએગમ્બર કયારે આવે છે?

આપણુને સારી રવેશે રોશન છે કે જયારે પણ દુન્યામાં પાપ જુલમ અને બુરા દેવોનો દોર અતિષ્ય પ્રમાણુમાં શરૂ થાય છે, ત્યારે તેમાં ફસ્તાં માનવીઓને બચાવી લેવાને માટે એક પએગમ્બરને સારી દીન આપી આ દુન્યામાં દાદાર અહુરમજદ તરફથી મોકલવામાં આવે છે, અને તેજ મુજબ આશરે ત્રણ હજાર વરસની વાત ઉપર જયારે ઇરાન દેશમાં દોર શરૂ થયો ત્યારે પએગમ્બર જરથોસ્તને એક ભલી દીન આપી રવાના કરવામાં આવ્યા હતા. અલબતાં તેવણુને એક દીન લઇ આ દુન્યામાં મોકલવામાં આવ્યા હતા, તે છતાં પણ દુન્યવી ચક્રના ચાલતા કાયદાની રૂએ તેવણુને આ દુન્યામાં જન્મ લેવાનો હતો, અને તેજ પ્રમાણે ઇરાનમાં આવેલા રએ નામનાં શહેરમાં પાદશાહ ફરેદુનની ઓલાદથી ઉતરી આવેલા પૌરૂશસ્પ

નામના એક ભલા પુરૂષની ઓરત દોગદોને પેટે પએગમ્બર જરથોશ્ત જનમ્યા હતા. આપણુ સાધારણુ માણુસો અને તે મીનોઇજ્ઞાનનાં માણસો વચ્ચે અતીશય ઓહોળો તફાવત છે, કે જેને માટે આપણે તેવણને ફીરેસ્તા કહીએ છીએ, તેવો ફરક દુન્યામાં જન્મ લેતાંને વાર તે બાળ પએગમ્બરમાંથી પ્રગટ થવા માંડે છે, અને તેમ બને છે ત્યારે, આપણુને સાધારણુ માનવીને તે ઘણું અજાયબ જેવું લાગે છે. પણ જયારે આપણે ઉપર જણાવેલો ફરક સમજીએ છીએ ત્યારે આપણી અજાયબી દુર થાય છે. આપણે સારી રવેશે જાણ્યે છીએ કે મિનોઇ જ્ઞાનથી ભરપુર એવા એક પએગમ્બર આ દુન્યામાં જન્મ લેય તે જન્મથીજ મોજેજાઓની બરકતથી ભરપુર હોવા જાઇએ, કે જેથી કરીને આપણુ અને તેના વચ્ચેનો તફાવત આપણાથી સમજી શકાય, અને તેને પએગમ્બર તરીકે સ્વીકારવાને આંચકી લાગે નહિ.

તેજ મુજબ હઝરત જરથોશ્તે આ દુન્યામાં જન્મ લીધો, ત્યારે જન્મતાંનેવાર તેઓ હસ્યા હતા, એવું આપણે જાણ્યે છીએ. આપણુ માનવી જન્મતાંનેવાર રડીએ છીએ, ત્યારે પએગમ્બર અને આપણુ વચ્ચેનો તફાવત સમજાવવાને માટે આમ બન્યું હોય એ માન્ય કરવા જોગ છે. આપણે સાધારણુ માણુસો જનમતી વખતે અજ્ઞાન અને દુન્યાના કારોબારથી અજાણુ તેમજ કુદરતનાં કાયદાઓને અજાણ્યા જન્મ લઇએ છીએ, જયારે એક ફીરેશ્તાઇ ખસલતના પએગમ્બર મિનોઇ અને કુદરતનાં કાયદાઓનું સંપુર્ણ જ્ઞાન મેળવીને આ દુન્યામાં જન્મ લે છે અશો જરથુશ્ત્રના જનમની ઘણીક વરાષે

અગાઉ ત્યાંનાં અશો લોકોમાં એવી આગાહી થઇ હતી કે જરથુસ્ત્ર નામનો એક પએગમ્બર આ દુન્યામાં અવતરશે અને અત્યાર તુલીક ચાલી રહેલી સઘળી બુરાઇનો તે નાશ કરશે. આવી આગાહીથી અલબતાં ધાર્મીક, નીતીવાન અને નેક વીચારના લોકોમાં ખુશાલી પથરાઇ હતી, જયારે બુરા કામો કરનારાં લોકોમાં અત્યંત ચિંતા ફેલાઇ હતી, તો પણ તે લોકોએ હંમેશાં બુરાજ કામો કરનારાં લોકોમાં આ પએગમ્બરને પણ જનમતા પછી તુરતજ મારી નાંખવાનો ઇરાદો રાખ્યો હતો. પણ જેને "ખુદા રાખનાર તેને કોઇ નહી મારનાર" તે મુજબ ગમે તેટલાંબી કાવત્રાં રચયા છતાં પણ બુરા લોકો ફાવ્યા નહિ એ જાણીતું છે. એક માનવી દુન્યામાં સારાં કામો કરવાનો હેતુ ધરાવે કે બીજાં ભાઈબંધોને સુખી કરવાનો ઇરાદો રાખે, તેને પહેલાં તો ઘણી મુશીબતો નડેજ પણ એટલું યાદ રાખવું કે તેવા માનવી ઉપર ખુદાઇ ફરેશ્તાઓનો છાંયો હોવાથી તેને કાંઇ અડચણ આવતી નથી અને જો તે માનવી ખરી ખંત રાખી પોતાનું કામ જારી રાખે તો આખેર તેને ફત્તેહજ મળે છે, સત્યની હંમેશાં જય છે અને જે માણસ દુન્યામાં સત્ય અને ધર્મને માટે ચઢતી કરવાને બનતો પ્રયાસ કરે છે, તેની ઉપર દાદાર અહુરમજદ હંમેશ પ્રસન્ન રહે છે, અને જે માનવી તેમ ન કરતાં પોતાનાં ધર્મને કલંક લગાડવાનું કરે છે, તેના ઉપર તે અશો અહુરમજદનો ગંભીર કોપ ઉતરે છે એ હંમેશ યાદ રાખવા જોગ છે.

## આતશની ચેહમાંથી ચાલવાના પ્રયોગો.

પોતાની પવીત્રતાથી જાળવેલા વ્રત રાખી ચોકકસ મુદત પછી આતશની ચેહ ઉપરથી ચાલી જવાના પ્રયોગો હિંદુસ્તાનમાં વારંવાર કરવામાં આવ્યા છે. છેલ્લા એવા પ્રયોગો કેટલાક બ્રાહ્મણો તરફથી મુંબઈમાં પણ થોડાક વખત ઉપર થયા હતા, જે મુંબઈની પ્રજાને સાહી રવેશે રોશન છે. પશુઓને પણ ઘણીક વખતે આગાહી થાય છે અને એવા અનેક દાખલાઓ, હાલના જમાનામાં અને માહારાષ્ટ્રના મહારાજ શિવાજીના વખતમાં બન્યા છે કે જ્યારે પવિત્ર માણસોની પરિક્ષા કરવા માટે તેઓને ક્રુર જાનવરો પાસે મોકલવામાં આવ્યાં હતાં, કે જ્યાં તેઓને મુદલ ઈજા વગર પાછાં પોતાની અસલ હાલતમાં રહેલાં ઇતિહાસ ઉપરથી અને દંતકથા ઉપરથી સાબિત થાય છે. તેજ મીસાલ બુરાં લોકોએ હઝરત જરથોસ્તને જન્મતાંનેવાર તેવણનાં ઘરમાંથી છુપાછુપ ઉપાડી જઇ આતશની ચેહમાં નાંખ્યા. ગાયો, બકરા, અને વરૂઓનાં ટોળામાં નાંખ્યા કે જેથી કરીને કંઇની રીતે તે બાળ પએગમ્બર મરણ પામે, પરંતુ તેની આસપાસ નિરાંઇ શક્તીનો છાંયો હોવાથી તથા તે અશો યજદાંની તેના ઉપર ઉતરેલી પ્રસન્નતાથી કોઇ પણ કાર્યોથી તે બાળ પએગમ્બરનો જીવ નહિ જતાં સામું તે નીર્દોષ તેમજ ક્રુરતાવાલાં ખવાસનાં પશુઓએ તેને પોતાનો આશરો આપ્યો, અને આતશની ચેહ એકદમ ઠંડી થઇ ગઇ, અને આખરે તે બચ્ચું પાછું સહીસલામત તેની હાંફળી, ફાંફળી, પડેલી માતાને સ્વાધીન થયું.

આટલીજ હેરાનગતી આપીને તે કુકર્મી માણસો પરવાર્યા

નહોતાં પણ વારે ઘડીએ તક મળતાં તેને હેરાન કરી મારી નાંખવાનો એરાદો રાખતાં હતાં. ઓષધોમાં ઝેરભેળી, તેનાં ભન્ના પીતાને ઉલકાપ આપી તેમજ હરેક કીસમનાં ઉપાયો, જાદુઓ, વગેરે કરી તેને મારી નાંખવાને તત્પર હતાં.

## અહુરમઝદ સાથની મુલાકાત.

કોઈ પણ પ્રકારે તે પએગમ્બર મરણ ન પામ્યા, અને લગભગ પંદર વરસની ઉમ્મરે સરોશની મારફતે અશો અહુરમઝદની કુદરતી કરામતનું જ્ઞાન લેવાને પ્રયત્ન કર્યો હતો, અને ત્યાર પછીનાં પંદર વરસ પણ પરવરદેગારની મુલાકાત લેવાને એકાંત બંદગીમાં ગુજાર્યાં હતાં એવું આપણે જાણએ છીએ. લગભગ ત્રીસ વરસની ઉમરે જ્ઞાન બરાબર પ્રાપ્ત કરી દુન્યાનાં લોકોને તે જ્ઞાન ધર્મ કે બોધ શીખવવાને તેમણે ઇરાનમાં શરૂ કરવા માંડયું હતું.

## અશો જરથુશ્ત્રની મુશીબતો.

એક દેશમાં સારો ધર્મ ફેલાવવો એ એક પએગમ્બરને માટે ઘણું મુશકેલીનું કામ છે, અને તે કામ બજાવવાને પએગમ્બર જરથોસ્તને જે અઠંગ મુશીબતો નડી હતી તે સઘળું જો સરેહથી જાણવા બેસીએ તો આપણને દીલગીરી લાગે, પણ ટુંકમાં આપણે જાણીશું તોપી કબુલ કરીશું કે, ખરેખર, મુશીબતો તો અતીષ્ય ભયંકર હતી. અને તે કોઇ પણ પ્રકારે હલકી નહોતી, ધર્મ ફેલાવતાં પએગમ્બરનાં જાનને જો જરાકબી અલવાલ આવે તો તેમના માતપીતા અને કુટુંબને ઘણુંજ દુઃખ થાય એ બનવાજોગ છે ફકત મુશીબતો માંથીજ પસાર થવાનું નહતું, પણ સામે શતરૂઓનું જોર

એટલું હતું કે જો તે સઘળું જાણુવા બેસીએ તો કદાચ આપણે અજબ થઇશું કે એ પએગમબર કેટલો સહનશીલતા દયા અને ખંતવાળા હશે કે આટલું દુઃખ પડવા છતાં પાછા ન હઠતાં પોતાનું કામ આગળ ચલાવનાજ ગયા, અને ગમે તેવી મુશકેલીમાં પણ "દાદાર" ને યાદ કરતા રહયા હતા, દરેક જરથોસ્તીની પણ ફરજ છે કે કંઇબી કામ આરંભતાં અને પુરૂં થતાં તે "અશો અહુરમઝદ" નું નામ લેવું.

## પાદશાહ ગુશતાસ્પ મહઝબનો પિતા.

ઇરાન દેશનો શહેનશાહ કે જેને માટે અમો બોલી ગયા, તે કએ ગુસ્તાસ્પ શ્યાણો પુરૂષ હતો, જેની મદદ લીધાથી ધર્મ ફેલાવવામાં આસાની થશે એવું તે પએગમ્બરે માન્યું, અને ઘણીએક મુશકેલી છતાં તેની દરબારમાં દાખલ થવાનો પએગમ્બરને પ્રસંગ મળ્યો, અને ખુદ અહુરમજદની તરફથી પોતે મેળવેલી દીન તે પાદશાહને સમજાવવાનો પ્રયત્ન કર્યો. દેખીતી રીતે એક ભલા માણસના દુશ્મનો વધુ હોય છે, અને તેવાજ દુશ્મનો તરીકેનો ખરાબ દરબારના દરબારીઓએ ધારણ કર્યો. ફકત દુશમનદાવોજ ન બતાવ્યો, પણ તે ભલા પએગમ્બરને જાદુગાર અને પલીદ તરીકે ઠેરાવવાને કેટલીએક પલીદીની ચીજો તેવણના ઓરડામાં દાખલ કરી પાદશાહની નજરમાં તેવણને હલકા ઠરાવવા અને તેટલુંજ ન કરતાં તેવણને કેદખાને નખાવ્યા. કેટલુ દુઃખ ! પ્રીય પેગમ્બરને આપણે માટે કેટલું ખમવું પડયું, તે શા માટે એટલું ખમ્યું ! આપણેજ માટે, આપણે તેના બદલામાં શું અર્પણ કરીએ ! ખરાં જીગરની આરાધના તથા તેમના ફરમાનો ઉપર અમલ કરવાનો ઠરાવ.

## અશો જરથુશ્ત્ર—તેમના મોજેજાઓ.

પેગમ્બર તરીકે તેમની પાસે કેટલાક મોજેજાઓ હતા તે મોજેજાઓની બરકતથી તેમને કેદખાનામાંથી પાછું ફરવું પડયું, કયારે ! કે જયારે પાદશાહના એક ઘોડાનાં પગ પેટમ ઘુસી ગયા હતા તે કાઢવાનો પ્રસંગ આવ્યો, અને જે પગો પએગમ્બરથી નીકળ્યા હતા. એ વિગેરે આદર બુરજીન નામનાં આતશનો સરવરનાં ઝાડનો પાદશાહને જીવતાં જીવત બેહસ્ત દેખાડવાનો—ઘોડાના પગો પેટમાં ઘુશી ગયા એનો અર્થ એમ કલ્પી શકાય કે મજકુર ઘોડાના પગોમાં કાંઇ દરદ જેવું કે લકવો, સંધીવા થયો હોય અને તે મહાન અશો પએગમ્બરે મંત્ર હાથ ફેરવી સારા કર્યાં હોય એ બનવાજોગ છે.

### મોજેજાઓ કાંઇ હંબગ નથી.

માનસિક વિદ્યાથી દુઃખ દરદો સારાં કરવાના પ્રયોગો હાલમાં પણ ફતેહમંદ ઉતર્યાં છે, અને એવા ઘણાક પવીત્ર અને અશો વૈદ્યોના નામો હાલમાં પણ આપણે સાંભળીએ છીએ કે જેઓ પોતાની ધાર્મિક અને નૈતિક અવસ્થાથી ગપે તેવા હઠીલાં દુઃખ દરદો સારાં કરે છે. અલબત્તાં આવા પ્રયોગો કરવામાં મજબુત મન અને અશોઇ અને નિતિની ઘણીજ જરૂર છે, તેમજ ભકિત તો તેઓનો મુદ્રાલેખ છે. અને ભકિત, નિતિ અને અશોઇની સામટી મદદથી તે વૈદો પોતાના વૈદક પ્રવાહો પસાર કરી દુઃખ દરદો સારાં કરવામાં ફતેહ મેળવે છે, અને એવી ફતેહોનાં અનેક દાખલાઓ આપણે મોજુદ કરી શકીએ.

અલબત્તાં એક સાધારણ માનવી પોતે આવી ક્રીયાઓ

થોડેક અંશે પણ કરી શકે, તો મનવાજોગ છે કે તે મહાન, અશો અને ઉત્તમ પએગમ્બરે "અસ્પેસીહા"ના પગો બહાર કઢયા હોય કે બીજા ખુદાઇ પ્રયોગો કર્યા હોય તો તે બનવાજોગ છે.

અસ્પંદીઆર, પેશોતન અને જામાસ્પને જુદી જુદી શકતીઓ બક્ષવાના મોજેજાઓએ પાદશાહને દીન ઉપર ઇમાન બેસાડવા ને લલચાવ્યો, અને તે તેમજ તેના કુટુંબીઓએ આ દીન ફેલાવવામાં મદદ આપવાની કબુલાત આપી, કે જે દીન સાચી છે, ઉત્તમ છે, દેવ, દરૂજે અને અહેરેમનને નહસાડનારી છે, અને માનવીને સારાં કામ કરાવી બેહસ્તમાં લઇ જનારી છે.

આજે પણ આપણે તેજ દીનનાં લાગતાવળગતા છીએ જે દીન શહેનનશાહની જાતી પરીક્ષા પછીજ તેના ફરમાનથી ફેલાઇ છે જે દીનના લાવનાર આપણા જરથુસ્ત્રજ હતા કે જેવણના અશો ફરોહરને આજે આપણે અતિશય માનથી અરાધ્યે છીએ.

## જરથોશ્તી તરીકે આપણી ફરજ.

આવી એક દીનનાં લાવનાર અશો પએગમબરને થઇ ગયાને લાંમો કાળ થયો છે કે જે અરસામાં કાંઇ એક દુન્યવી ફેરફારોમાંથી પસાર થઇ કાંઇએક દુઃખ સુખો ભોગવી આખરે આજના સુખે આપણે પુગ્યા છીએ, કે જે સુખ આપણી બુલંદ દીને આપણને કનકના કોઠાર જેવું પુરૂં પાડયું છે. તેવી એક દીનના લાવનાર પેગમબરને આજના દિવસે સંભારજો, અને તેના રવાનને દરૂદ હોજો એવું તે દાદર પાસ યાચ્છજો. તેના બક્ષેલા ભલા ધર્મને ચીવટાઇથી વળગી રહેજો,

ધર્મમાં ફરમાવેલાં ફરમાનો પ્રમાણે દરેક જરથોસ્તી ચાલવાની કોશેશ કરજો, કારણકે જેમ અવસ્તામાં કહયું છે કે "યાનીમ મનો, યાનીમ વચો, યાનીમ શ્યોથનેમ, અશોનો જરથોસ્ત્રેહ" એટલે કે "પેગમબર જરથોસ્તનાં ફરમાવેલાં વિચારો, કલામ તથા કામ બરકત તથા આબાદી આપનારાં છે." તે ફરમાનો યાદ રાખજો, અને દુન્યામાં સારાં કમો કરી અહુરમઝદને ખુશાલ કરી સુખ સંપતી, અને આબાદીમાં આગળ વધજો, આમીન,



# જરથોસ્તીઓની ધાર્મિક, સંસારી અને રાજદ્વારી હાલત.

## હાલની અને અગાઉની.



### ભાગ ત્રીજો.

---:o:---

હવે આપણને જે બાબદ ઉપર આવવું છે તે એ છે કે જે વખતે તે મહાન અશો પએગમ્બર ઇરાન ભુમી ઉપર પોતાનો વાસો કરી ગયા અને પોતાની સાથે લાવેલા મહાન મહજબ ત્યાનાં લોકોને સમજાવી તેઓની આબાદીને વધુ સુખી હાલત ઉપર મુકી ગયા તે જમાનામાં ખુદ ઇરાનીઓની ધાર્મિક, સંસારી અને રાજદ્વારી હાલત શું હતી, તેઓએ કયા સુધારાઓ અખત્યાર કર્યા હતા, અને તેઓમાં મજકુર બાબદોની ચપળતા કેવી હતી તે જોવું છે; આપણે એમ કહેવાને તો શકિતવાન છીએ નહિ જ, કે તે વખતના આપણા બાપ દાદાઓ જંગલી હાલતમાં હતા. આપણે એમ પણ કહી શકશું નહિ જ, કે દુન્યાની વાતાવરણમાં સંસારી કે રાજદ્વારી હાલતનું ગાડું ચલાવવાને તેઓને શુધ્ધિજ નહોતી, યાતો આપણે એમ પણ કહેવાને સામર્થવાન નથી જ કે તેઓની ધાર્મિક, સંસારી અને રાજ્યની

પદ્ધતી હતીજ નહિ, પણ તવારીખ આપણુને સારી રવેશે સમજ આપે છે કે તેઓ વધુ બાહોશ, વધુ સારી અક્કલ શક્તિના અને વધુ ડહાપણ ભરપુર હતા, કારણ કે એશિયા ખંડના ઇતિહાસમાં ઇરાન તે વખતે એક સાહિત્યનો, ફિલસુફીનો અને સુધારાનો મુખ્ય મુલક થઇ પડ્યો હતો.

અલબત્તાં, જે સુધરા વધારાઓ અને જે હાલતો આપણે આ જમાનામાં હાલમાં નિહાળ્યે છીએ તે મોટે ભાગે તે વખતમાં ન હશે, એ બનવા જોગ છે. પણ કેટલીક રીતભાતો અને રાજદ્વારી, સંસારી, ધાર્મિક કે રિવાજીક હાલતો જે તે વખતે બરપા હતી, તે ઘણીજ પસંદ કરવા જોગ હોવી જોઇએ, કારણ કે તેમાંની કેટલાકની ગેર હાજરીને સબબે આપણે આજે જુદે રસ્તે દોરવાઇએ છીએ. સુધારો કાંઇ રેલ્વે ત્રેન, એરોપ્લેન, ટેલીગ્રાફ, અને એ વિગેરે બીજી શોધોમાંજ આવીને અટકતો નથી, પણ પહેલી માનસીક સુધારાની શોધ થવી જોઇએ. અને ત્યાર પછીજ તેને ઉપયોગની ચીજોમાં સુધારો થવો જોઇએ. હાલમાં આપણે જેટલું આપણા પોતાના ખરા સુધરા તરફ ધ્યાન નથી આપ્યું, તેટલું આપણે માટે જોઇતી વસ્તુઓની શોધના સુધારા તરફ ગયા છીએ, અને તેનેજ લીધે આપણામાંના ઘણાકો મોજમજાહના અને એશઆરામના સુધારા અખત્યાર કર્યાથી કેટલીક બદીઓમાં પેશ કર્યા જાય છે.

## સંસારી હાલત-હાલની અગાઉની.

આપણે જોઇ ગયા છીએ તેમ આપણા મહાન અશો જરથુસ્ત્રને થઇ ગયાને લગભગ ૩૨૦૦) વરસ થયાં છે, અને એ જમાનો કાંઇ આ વખતથી ઘણો દુરનો કહી શકાય નહિ.

આજે આપણી કોમ દરેક રીતે આગળ વધેલી અને દુન્યાની એક નાનામાં નાની તોપણ અતી જાણીતી કોમ તરીકે દેશ પરદેશમાં મશહુર છે. તેને પેદા કરેલા એકેક નરનારીએ દુન્યાની અંદર સખવત, કેળવણી અને વેપારમાં તેમજ રાજદરબારી લાગવગમાં પહેલેથીજ ડંકે વગાડયો છે. હિંદુસ્તાન તરફ આગમન કર્યા પછી પણ આપણે હિંદુ યા મુસલમાન રાજમાં દરેક નામનાં મેળવવામાં પછાત પડયા નથી, અને અજાણતાં થોડે થોડે વખતને તફાવતે કોમમાં કાંઇ પડતીન બી નખાય છે, તો તુરતજ કુદરતના સાહેબ તરફથી એકેકો એવો નર પેદા થાય છે, કે જે પારસી કિર્તીની કિસ્તીને ખડકે અથડતી અટકાવી ફરીથી સજીવન કરે છે. આદરબાદ, મારેસ્પંદ, અરદાએ વીરાફ, દસ્તુર મહેરજી રાણા, ચાંગાં આશા, સર જમશેદજી જીજીભાઇ (પહેલા બેરોનેટ) અને જસ્ટીસ સર દીનશાહ દાવરે આપણને આપણી કોમ અને મઝહબની પડતીનાં વખતે પાછી નામના આપવાના અને કોમહિતકારી કાર્યો કરી બચાવ્યાં હતા. ભવિષ્યને માટે પણ આપણે આશા રાખી શકયે કે કોમની પડતીમાં એકેકો એવોજ નમુનો નીકળ્યો કરશે. અને કોમ અને મઝહબને એમજ ટેકવી રાખવાના પ્રયત્નો પડતીનાં વખતમાં કરશે. હવે આપણને જે તપાસવાનું છે તે એ કે આપણા મહાન અશો પેગમ્બરનાં જમાનામાં ઇરાની મામલો દરેક દીશાએ કેવો હતો? જો કે આવી એક બાબદને માટે આપણે જેટલું બોલીએ તેટલું થોડું છે. જેને માટે પુસ્તકો ભરેલાં છે, છતાં તેની ટુંક તપાસ આપણે રજુ કરીશું.

## જમાનાની ગીરદેશી.

જમાનાનું ચકકર કાંઇ અજબ ધરી ઉપર ફરે છે. ઘડીમાં અજવાળું અને ઘડીમાં અંધારૂં તે રજુ કરે છે. જે દેશો અને પ્રજાઓ એક વખતે મહાન પ્રજા અને સુધરેલા દેશ તરીકે ઓળખાતા હતા, તેઓ આજે જંગલી પ્રજા તરીકે ઓળખાય છે, અને એજ રીતે કોઇ જમાનાની જાગૃતીમાં તો કોઇ ગીરદેશીમાં આવી પડે છે.

એક જમાનામાં ખેતીવાડી તેની સર્વોત્તમ મનાએ પુગે છે, જ્યારે કાળનાં ચક્ર સાથે બીજા જમાનામાં તે પડી ભાંગે છે. એક દેશના લોકો એક જમાનામાં બહાદુર વીરલાઓ ગણાતા હતા, જયારે બીજા જમાનામાં તેઓ હીચકારા બન્યા હતા એક જમાનામાં મોટા મહાન અને સત્યવંતા રાજકર્તાઓ થઇ ગયા હતા, જયારે બીજા વખતમાં તદન નબળા ક્રુર અને નાલાયક શહેનશાહો થઇ ગયા હતા. અને એ રવેશે દરેક પ્રાણી, વસ્તુ, અને ભાવનામાં જમાના પછીના જમાનામાં ફેરફારો થોડાકે ઘણા માલમ પડે છે. ચઢતી અને પડતી જમાનાની ગીરદેશી એ તો ઇતિહાસો સાથે લખેલી અને ખરેખર બનેલી હકીકત છે. જમાનાની ચઢતી ગરીબી અવસ્થા વાલાની તવંગીરી, તવંગરોની ફકીરી, એ તો કુદરતની કરામત છે. ત્યારે આપણને હવે અશો જરથુસ્ત્રના જમાનાનો વિચાર કરવાનો છે. તે વખતનાં ઇરાનીઓની પ્રત્યેક હાલત ઉપર આપણને નેગાહ દોડાવવાની છે.

તે વખતનાં ઇરાનીઓને આજના ઇરાનીઓ સાથે અને આજના ઇરાનીઓને તે વખતનાં ઇરાનીઓ સાથ સરખાવવા આગમજ આપણને લાંબો વિચાર કરવાનો છે.

## અસલનો ખરો સુધારો.

અશો જરથુસ્ત્રના જમાનાનો ઇતિહાસ જોતાં આપણે ઘણાક સુધારાઓની ગેરહાજરી જોઇએ છીએ. તે વખતે આજની ટેલીગ્રાફી, આજની વરાળ અને વાયુથી ચાલતી ગાડીઓ કે આજનાં એરોપ્લેનો જેવું નહોતું. કદાચ એમ પણ એક બારગી માનીએ કે તે પણ લડાક અને રાજદ્વારી ખમીર ઘણુંજ ઉમદા અને વખાણવા જેમ હતું, તો તેને લગતી સઘળી સામગ્રિઓ પણ હોવીજ જોઇએ અને તવારીખમાં પણ એવી ઘણીક માટે જણાવવામાં આવ્યું છે. અલબતાં ઇરાની બાંધકામ અને શિલ્પશાસ્ત્ર ઘણું આગળ વધેલું હોવું જોઇએ, કારણ કે ઇમારતો, મહેલો, અને કિલ્લાઓ હાલમાં હજી બિસમાર હાલતમાં જોવામાં આવે છે તેઓ ઉપલા શિલ્પ શાસ્ત્રની ગવાહી પુરા પડે છે. એ બધી બાબદ લેવા અગાઉ આપણને જે જોવાનું છે, કે તે વખતનાં ઇરાનીઓમાં બીજી શી ખુબીઓ અને પસંદ કરવા લાયક નીતીરીતીઓ હતી તેનું અવલોકન કરવું છે. જો કે તેઓનાં વખતમાં હાલની સંસારી અને રાજદ્વારી કે ધાર્મિક હાલત નહોતી, અને જો કે તેઓ આ અમસ્થા કુધારામાં પેશ થઇ ચુકયા નહોતા, પણ તે છતાં તેઓનાં કેટલાક ગુણો અને રહા રસમો ખચીત વખાણવા જોગ અને નકલ કરવા જોગ હતા. તેઓના જાતી ગુણો અતિ પ્રસંશા પાત્ર હતા, અને સામટી રીતે જોતાં અશો જરથુસ્ત્રના જમાનના આપણા ઇરાની બાપદાદાઓની ધાર્મિક, સંસારી, અને રાજદ્વારી, હાલત હાલનાં કરતાં ઘણે અંશે ચઢીઆતા પ્રકારની હતી.

## અસલનો ધાર્મિક જુસ્સો.

તેઓનો ધાર્મિક જુસ્સો અને ધર્મની બાતેનની ફિલસુફી સમજવાનું જ્ઞાન આપણા કરતાં ઝઝુ હોવું જોઇએ, કારણ કે મજકુર ફીલસુફી કે જે આપણા મહઝબની આપણને સમજવાને કેટલીક વખત ફોડ ફોડ પડે છે, તે તેઓ ઝટ સમજેલા હોવાજ જોઇએ, કારણ કે જો તેમ ન હોતે તો આટલી ઉંડાણુ ફીલસુફી અશો જરથુસ્ત્ર તેઓને બક્ષિસ કરત નહિ. આ ઉપરથી સાબિત થાય છે કે આપણા બાપ દાદાઓની જ્ઞાન શકિત ગુપ્ત બાતેન સમજવાને સકોચાયલી ન હશે, અને આપણા કરતાં તેઓ વધુ પહોળા મનનાં અને જ્ઞાનીક ગેહરનાં હશે.

પોતાનાં બાળકોને પહેલેથીજ પુરતી મહઝબની કેળવણી આપવી એ તેઓનું સર્વોત્તમ કર્તવ્ય તેઓ ગણુતા હતા. પ્રમાણીક પણાની તરફેણુમાં રહી જુઠાંને ધિકારવાનું શિક્ષણ ઘરાનમાં એટલું પ્રસરાવવામાં આવ્યું હતું કે એક ઘરાનીનાં ઘરમાં જુઠું બોલવું એ મહા પાપ ગણાતું હતું. સ્ત્રીના દરજ્જાને મરદની બરાબર ગણી તેઓને પણ તેઓને લગતી કેળવણી આપવામાં આવતી હતી, ખેતીવાડ ઉપર પૂરતું ધ્યાન આપી દેશને વધારે આબાદ કરવાની નેમ તેઓની મુખ્ય હતી, અને લડાયક સામગ્રિઓ સાથની તાલીમો પોતાનાં બચ્ચાંઓને આપી દેશનું સંરક્ષણ કરાવવું એમાં પણ તેઓ ધર્મ માનતા. નમ્રતા અને ભોળાપણું એ તેઓની મોતેબર ખાસીએત હતી. પરેહજગારી અને પરસતેસએ ખુદા તરફની તેઓની પૂર્ણ વફાદારી હતી, સંપ અને હળીમળીને રહેવું એ તેઓનો સદગુણુ હતો અને દુન્યામાં પ્યાર એ તેઓની ખરી ખાસીએત હતી.

તેઓ દિવસમાં ઘણાક વખત પોતાનાં કિરતારની યાદ કરતા હતા, અને જરથોસ્તી મહઝબનાં પાક કલામને માન આપતા હતા. બાપ પોતાનાં બચ્ચાં પાછળ, મરદ પોતાની ઓરત પાછળ, અને સર્વે મોટાંઓ નાનાં પાછળ તેઓની તંદરોસ્તી અને તેઓનાં મનનાં ગુણોને ખીલવવાને, કેળવવાને અને સંપુર્ણ બનાવવાને પ્રયત્નો કરતા હતા. સ્ત્રી તરફનો પ્યાર, મરદનાં જેટલોજ દરજજો આપવાનું માન, અને મોહબત, એ તેઓનાં ગુણો હતા. તે જમાનામાં એકજ સ્ત્રી સાથે શાહદી કરતા હતા કે કેમ તે વિષે બે મત છે, પણ તવારીખ ઉપરથી કાંઈક પુરવાર થાય છે કે તેઓ એક કરતાં વધુ સ્ત્રી સાથ જોડાતા હતા, પણ ધર્મ તેને કોઈ પણ રવેશે ટેકો આપતો નથી. વેસ્યાઓ સાથની શેહાદી અને તેવી વેશ્યા સ્ત્રી સાથનાં સંબંધને તેઓ પાપ ગણતા હતા, કે જે વિષે દસ્તુર નેર્યોશંગ ધવલે સંજાણનાં રાજા જાદી રાણાને જે શ્લોકો જરથોસ્તી મહઝબ સમજાવવાને માટે સંસ્કૃતમાં કહયા હતા, તે ઉપરથી માલમ પડે છે. સામન્ય રીતે જોતાં વ્યભિચારી, બદચાલ, અને અનિતી તરફ તેઓ ધિક્કાર ધરાવતા હતા, અને સ્ત્રીને એક સાચો ફીરેસ્તો ગણી તેનાં સદગુણોમાં વિશ્વાસ રાખી ખરા જીગરની મહોબત ધરાવતા હતા.

## સ્ત્રી અને મરદની એકબીજાં પ્રત્યે વફાદારી.

સ્ત્રીઓ જેને પોતાનો મરદ ગણ્યો હોય તેની તરફ પતિવ્રતાપણાથી રહેતી, બચ્ચાંઓની પરવરશી કરતી, ખેતીવાડી ચલાવતી, ઘર સંસાર કરતી, અને વખત આવે પોતાનાં આશક તરફથી લડત ચલાવતાં અને પોતાનાં શહેનશાહ તરફથી

હથીઆર સજી ઘોડાપર બેસી લડાયક સિપાહ તરીકે કામે કરતાં હતાં એક સદગુણી અને સર્વોતમ ખાસીએત મરદ અને સ્ત્રીમાં અશે જરથુસ્ત્રનાં જમાનાના ઇતિહાસમાં લખાયલી માલમ પડે છે, તે એકે એક બીજાં તરફની ખાલેશ પ્યારને લગતી છે. મરદોએ સારી સ્ત્રીને હંમેશાં અરાધી છે અને સ્ત્રીઓએ પ્યારને ખાતર, વફાદારીને માટે પતિવ્રતપણાને માટે, પોતાની જીંદગીઓ આપી છે. આ દેખાડી આપે છે કે અશો જરથુસ્ત્રના જમાનાના મરદો અને ઓરતો લગન, વચન, મોહબત, પ્યાર, ને વધારે પવિત્ર ગણતાં, અને આ જમાનાનાં કેટલાક બેશરમ, હલકત, અધર્મી, જુવાન્યાઓ પોતાનાં પ્યાર, વચન, અને મોહરદારને બે વફા નીવડે છે. તેઓ અશો જરથુસ્ત્રનાં જમાના કરતાં જંગલી જમાનાની પ્રજા કહેવાઇ શકાય.

ધર્મ કેળવણીનો ઉપયોગ ને લાગવગ, બચ્ચાંઓનાં ભેજાં ઉપર શરૂઆતથી જ કરવામાં આવતો હતો. તવંગરો કરતાં અકકલમ દોને વધારે માન મળતું હતું. ખેતીવાડી સર્વોત્તમ ગણાતી હતી. લશકરમાં જોડાવું એ એક ફરજ માનવામાં આવતી હતી, સચ્ચાઇને જુઠાઇ ઉપર સરસાઇ ભોગવવા દેવામાં આવતું હતું, અને જુઠાઇને પણ દોજખ ગણવામાં આવતી હતી, અને પ્રમાણીક કેળવણી અને અંદાજે ભરેલી છુટ આપવામાં આવતી હતી. દસ્તુરો અને મોબેદો, દરબારની, દેશની, શહેરની, અને ગામડાઓની, મોહટાઇ ગણાતી હતી. તેઓ હુન્નર અને એલમનાં આલમાઓ ગણાતા હતા. અને પાહદશાહઓનાં સલાહકાર તરીકે અને હકુમતનાં સરદારો તરીકે દસ્તુરો અને મોબેદો, આરતવારી ભોગવતા હતા.

## બાદશાહોનો ધાર્મિક અમલ.

બાદશાહો હંમેશાં ધર્મનાં ફરમાનની રૂએ અમલ ચલાવતા હતા, અને જુલ્મી રાજનિતી જ્યાં પણ જોવામાં આવતી, ત્યાં તેનો નાશ કરતા હતા. અને એ રીતે અશો જરથુસ્ત્રના જમાનાનો સંસારી, ધાર્મિક અને રાજદ્વારી મામલો અતીષ્ય સંતોશકારક હતો.

## આપણા બાપદાદાઓના સદગુણો.

હવે આપણને જે જોવાનું છે તે એ કે તે આપણા નેક બાપદાદાઓમાં જે વખાણવા જોગ ગુણો હતા, તે હાલમાં આપણે ધરાવ્યે છીએ કે નહિ. એટલું તો આપણે સારી રવેશે જાણ્યે છીએ કે જે નકલ કરવા જોગ ગુણો તેઓ ધરાવતા હતા તે પ્રાપ્ત કરવાને માટે આપણે નીશફળ નીવડયા છીએ. કયાની વંશ અને પેશદાદીઅન વંશની પાદશાહતનાં વખતમાં ઇરાનીઓ શરીર સુખાકારી ઉપર વધુ ધ્યાન આપતા હતા. એકી મીનીસ વંશના ઇતિહાસનો અભ્યાસ કરતાં માલમ પડે છે કે તેઓ પણ શારીરીક સુખાકારી ઉપર પસંદ કરવા જોગ તકેદારી રાખતા હતા હીરોડોટસ પોતાનાં ઇતિહાસમાં લખે છે કે એક ઇરાની ફરઝંદને તે પાંચ વરસથી તે વીસ વરસની ઉમ્મરનું થાય ત્યાં સુધી ત્રણ ચીજમાં કેળવણી આપવામાં આવતી હતી. ઘોડા ઉપર બેસવું, તીર મારતાં શીખવું અને સાચ્ચું બોલવું. એ ત્રણ પ્રકારની કેળવણી ઉપર વધુમાં વધુ ધ્યાન આપવામાં આવતું હતું, અને આપણા બાપદાદાઓ જેઓ ઘણા બહાદુર થઇ ગયા છે તેનું પણ કારણ એજ હોવું જોઇએ. રૂસ્તમ અને

સેહરાબ જેવા પેહેલવાનો, એજન અને જહાંગીર જેવા બહાદુરો, જમશેદ, ફ્રેદુન, અને ગુસ્તાસ્પ જેવા સદગુણી બાદશાહો પેદા કરવાને માટે ઇરાનના તે જમાનાના સદગુણોને સર્વે આભારી છે. હાલનાં જરથોસ્તી જમાનાનો મામલો જોતાં અને જરથોસ્તી મરદ અને સ્ત્રી વર્ગનાં બાંધા તરફ નજર ઘુમાડતાં આપણે જોઇ શકયે છીએ કે પારસી કોમે જેટલું ધ્યાન પોતાનાં પોષાકો પાછળ અને વ્યર્થ કેળવણી પાછળ આપ્યું છે, યુનીવરસીટીની પરિક્ષાઓ પસાર કરવામાં આપ્યું છે, તેટલું ધ્યાન પોતાની ને પોતાના ઓલાદની સુખાકારી ઉપર આપ્યું નથી. એ ઘણુંજ ખેદજનક છે.

## આપણા શરીરનો બાંધો

આપણી વસ્તીની ગણત્રી ઉપરથી અને આપણા મરણ પ્રમાણ ઉપરથી તેમજ હોસ્પીટાલો, ધર્મશાળાઓ, તથા હવા ખાવાની જગ્યાઓ ઉપર આવેલી સેનેટરીઓમાં નોંધાતા દર્દીઓપરથી આપણે જોઇ શકીએ છીએ કે પારસીઓમાં શરીરનાં બાંધાને માટે જો પુરતું ધ્યાન આપવામાં આવે તો આ મામલો આટલી હદે ન પુગે. હાથપગની નબળાઇ જોઇએ છીએ, દુઃખી દર્દીઓ જોઇએ છીએ એટલુંજ નહિ, પણ ઘણી દલગીરી સાથે આપણે પારસી આંધળાપણું નીહાળીએ છીએ, જે ભવિષ્યને માટે ઘણી ચમકાવનારી બીના છે. પારસી કોમમાં ચશ્માવાલા મરદ તેમજ ઓરતની સંખ્યા લગભગ ૧૦) ટકા જેટલી છે, જે શરીરનાં નબળા બાંધાની ગવાહી પુરી પાડે છે. આપણે આસા રાખી શકયે છીએ કે કોમનાં આગેવાનો, કોમી મંડળનાં મુખીઓ, વતનીઓ, વકતાઓ, અને લેખકો હવે આ ઘણી અગત્યની

બાબદ ઉપર કંઇક અજવાળું પડશે, જેથી પારસી કોમની એક ઘણી અગત્યની સેવા બજાવેલી કેહેવાશે.

## સચાઇ, ઇરાનીઓનો મુદ્રાલેખ.

અશો જરથુસ્ત્રના જમાનાનાં ઇરાનીઓમાં બીજો જે સઉથી વખાણવા જોગ ગુણ હતો તે સાચ્ચું બોલવાને લગતો હતો. સચ્ચાઇ અને ઇમાનદારી, એ તેઓનાં સદગુણોમાં ઘણે જ વખાણવા જોગ એક હતો. હીરોડોટસ લખે છે કે ઇરાનીઓ જુઠું બોલવાને ઘણું જ નામોશીભરેલું ગણતા હતા, તેમજ પહાડો ઉપર કોતરેલી તકતીઓ ઉપર પણ દારાએસ તેમજ બીજા બાદશાઓએ જુઠાઇનો ધિક્કાર દરશાવ્યો છે, અને લખાણોની અંદર "અમો જુઠું કેહેતા નથી અને ખુદા અમારો સાક્ષી છે" એવા બોલ વારંવાર વાપડવામાં આવ્યા છે.

## લગનની ગાંઠ—એક મહાન ફરજ.

એક ઘણા અગત્યના સવાલ ઉપર હવે આપણને આવવું છે, જે લગનને લગતી બાબદ છે. આપણા બાપદાદાઓ અશો જરથુસ્ત્રનાં જમાનામાં પોતાનાં બચ્ચાઓને કેટલી ઉમરે પરણાવતાં હતાં તે એક જાણવા જોગ બીના છે. અશો જરથુસ્ત્રનાં વખતમાં અને તેની આગમજના તેમજ પછવાડેના ઇરાનીઓમાં એક ઘણોજ પસંદ કરવા જોગ, તેમજ નકલ કરવા જોગ રીવાજ હતો. તેઓ પોતાનાં બચ્ચાંઓને હીંદુસ્તાનની ભાપબંધ કોમોમાં હાલમાં જે બાળલગ્નનો રિવાજ છે, અને જે રિવાજ પારસીઓમાં પણ હિંદમાં આવ્યા પછી જાયઝ

હતો, તેવો રિવાજ ઇરાનવેજમાં ન હતો. અવસ્તા ઉપરથી તેમજ આપણી ધાર્મિક તવારીખ ઉપરથી એમ માલમ પડે છે કે જયારે એક મરદ પોતાની ઉમ્મરમાં આવતો કે પોતેજ પોતાનાં સ્વભાવને અને પોતાની રીતભાતને મળતી આવતી ઓરત શોધી કાઢી તેની સાથ નેકા કરતો, અને હાલમાં જેમ ઇંગ્રેજ લોકમાં રિવાજ છે, તેમ પરણીને તુરતજ પોતાનાં કુટુંબથી જુદો રહેતો, અને પોતાનાજ હાથે કમાઇ કરી પોતાનું ગુજરાન કરતો, અને આ રિવાજ હજુ પણ ઇરાનીઓમાં જોવામાં આવે છે. આ ઉપરથી જોઇ શકાય છે કે આપણા બાબદાદાઓ વધારે અકકલમંદ હતા, અને કુદરતી ઉમરે લગન કરવાનાં ફાયદા સમજતા હત, અને છોકરો કે છોકરી લગનને લગતી ઉમ્મરમાં આવતાં તેઓને પરણાવી દેવામાં તેઓ નિતિનું પુર્ણ સંરક્ષણ કરતાં હતાં. આજે આપણે ખેદ સાથે નિહાળ્યે છીએ કે ઉમ્મરમાં આવતાં પણ મરદો અને ઓરતો શાદી કરતાં નથી, જેથી આપણી કોમનો મામલો ગંભીર બને છે અને ભવિષ્યને માટે ઘણી ચીંતા રાખવા જેવું થાય તેમાં નવાઇ નથી.

## દસ્તુરો અને મોબેદો.

### દેશના ડહાપણનો ભંડાર.

અથોરનાનો તરફનું માન અને દસ્તુર દાવરોની મહાન પદવી અશો જરથોસ્ત્રનાં જમાનામાં તેમજ તેની પછીનાં જમાનામાં એક સોઉથી મોતેબર સદ્કાર્ય ગણાતું હતું. તવારીખ આપણને કહે છે કે અશો જરથુસ્ત્રનાં જમાનામાં સઘળો

હુન્નર તથા એલમ, મોબેદો અને દસ્તુરોનાજ હાથમાં હતો. પાદશાહ જમશીદે ઇરાની પ્રજાનાં ચાર વર્ગો કર્યાં હતા, તેમાં અથોરનાન ટોળો સર્વોતમ ગણાતો હતો. તેઓની પદવી સાધારણ માણસો કરતાં હલકી ન હતી, પરંતુ ખુદ પાહદશાઓ તથા પહેલવાનો કરતાં પણ અચોક ગણાતી હતી. જે પ્રમાણે હલમાં ઇગ્લેંડની પાર્લમેન્ટમાં ૨૪) બિશપો, ૨) આર્ચ બિશપો, ધર્મગુરૂ તરીકે અને મહઝબનાં પતિનીધી તરીકે બિરાજે છે, તે પ્રમાણે ઇરાનની દરબારમાં પણ થતું હતું, અને એટલુંજ નહિ પણ ખુદ પાહદશાહ અને પહેલવાનો, દસ્તુરો, અને મોબેદો, સાથ મસલત કર્યાં વગર કાંઇ કરતા હતા નહિં. ખરૂં કહીએ તો ઇરાનનો સઘળો રાજદવારી કારભાર તેઓનાજ હાથમાં હતો, તેઓ દાનાવ અને નેક ગણાતા હતા, સઘળી પ્રજા તેઓની ગરજ પડશે એમ માનતી હતી, અને કુલ ઇરાનમાં અને ઇરાનનો વાવટો જયાં ઉડતો હતો ત્યાં સર્વે ઠેકાણે પુષ્કળ આદરમાન પામતા હતા, અને દસ્તુરો અને મોબેદો રાજના, તાજના, સંસારના, વિદ્યાતા, મહઝબના, ફિલસુફીના, એલમના, હુન્નરનાં, અને પ્રજાનાં થાંભ ગણાતા હતા.

## આજના અથોરનાનો.

## તેઓની અફસોસકારક હાલત.

આજે આપણે ભારે ખેદ સાથે દસ્તુરો અને મોબેદોની હાલત શું નિહાળયે છીએ. એક દસ્તુરને પોતામાં મોભા, ટેક અને પદવી સાચવવા જેટલો પણ મુસારો મળતો નથી. આપણા

એકાડા દસ્તુરને આપણી કોમ કેવી રીતે માન આપે છે, તે આપણે જોઇએ છીએ. શહાદી રામશાદી નાં પ્રસંગે કે ખુદાના ખાસ્તાં કયાંએ એટલે ભીકમણે કે પાય-દસ્તે એક દસ્તુરને આવતાં જોય કે તુરત જરથોસ્તીઓ ઉભા થઇ માન આપતા હતા, તે પણ હવે દિવસે દિવસે ગરક થવા માંડયુ છે, અને દીનનો દસ્તુર તે કોણ છે, તે વિષે અંજાણ હોય તેવું રૂપ ઘાલવાનું અને પોતાને અધિક ધારવાનું આપણા વચ્ચેનાં કેટલાક છાલકા ભેજામાં સ્વાર્થ સમાયલું છે. આજની વિદ્યાએ સાબીત કર્યું છે કે એક સ્વચ્છ અને નેકી નીતીનાં સ્ત્રી પુરૂષોની ઓલાદ પણ તેવીજ ઉમદા નીકળે એ સ્વભાવિક છે એક દસ્તુરની પેઢીમાં એવું Spiritualism હોય છે કે ચલુ ભણતર તેમજ નેકીનાં કામોનાં સબબો સર તેઓની ઓલાદમાં પણ કાંઇક તેવું તેજ હોય છે, એટલે ધર્મના વડાને માન આપવું, અને લાયક રીતે લાયક માન દર્શાવવું, એ પારસીઓનીજ નહિ પણ કોઇ પણ કોમનાં મરદો, ઓરતો, તેમજ બચ્ચાંઓની ફરજ છે. દરેક માત પીતાની પણ ફરજ છે, કે પોતાનાં બચ્ચાંઓને પણ કેળવણી એવીજ આપવી, કે તેથી કરીને તેઓ પોતાનાં વડા ધર્મગુરૂ તરફ માનથી વર્તે. આપણને તવારીખ કહે છે કે ઇરાનનાં પાહદશાહો અને પહેલ વાનો પોતાની મસલત દસ્તુરો અને મોબેદો સાથેજ કરતા હતા, અને જયાં સુધી તેવી રીભાત અમલમાં રાખવામાં આવી હતી. ત્યાં સુધી ઇરાનનાં શહેનશાહોએ પોતાનાં રાજપાટ ઘણાં ઇન્સાફી અને અદલ કે નેકીથી ચલાવ્યાં હતાં, અને જયારે દસ્તુરો તરફનાં માનનું ઉલંઘન થવા લાગ્યું, ત્યારેજ ઇરાનની

પડતી શરૂ થઇ. આ ઉપરથી અમો કાંઇ એવું કહેવાનાં પ્રયત્નો નથી કરતા, કે કોઇ પણ અભણ અથવા તો અણસમજુ કે લદનજ પત્રારે ગયલા વિચારો ધરાવનારા તેમજ કોમની લાગણી દુખવનારા, કે કોઇ પણ પ્રકારનાં ખોટાં કામો કરનાર દસ્તુરોને પણ ખરા અને ધર્માભ્યાસી દસ્તુરો તરીકે ગણવા પણ લાયકનેજ લાયક માન આપવું એ અમારૂં કહેવું છે.

હવે સાધારણ મોબેદોની હાલતનું પૃથ્વીકરણ કરવું છે, આપણે જો કે હાલમાં કાંઇક સંતોષ સાથ નીહાળ્યે છીએ કે આપણા મોબેદોની હાલતમાં ઘણો સુધારો વધારો થયો છે. તેઓ દરેક પ્રકારે આગળ વધવા માંડયાં છે, અને હાલમાં આપણા વચ્ચે એક અથોરનાન મંડળ હસ્તીમાં આવ્યું છે. જે પોતાનાં જાતી ભાઇઓનું ભલું કરવાને માટે અને તેઓનાં લાભો નું રક્ષણ કરવાને બનતું કરે છે, કે જે મંડળના એક સભાસદ હોવાનું અમોને પણ માન છે. તે પરવરદિગાર પાસે આપણે દુવા ગુજારીશું કે આપણી કોમના એ દીની પેશવાઓની હાલત વધુ યશની ટોંચે પુગે અને વધુ આબાદ થાય.

## આપણો હાલનો બેહેકેલો મામલો

અશો જરથુસ્ત્રના જમાનાના ઇરાનીઓની હાલત કેવી હતી, તેનું કાંઇક ટુંક વિવેચન અમો કરી ગયા છીએ, અને આપણે સમજીએ છીએ કે તેઓની સંસારી હાલતનો ટાળો આપણી હાલની હાલત કરતાં ઘણેક દરજજે ચઢતો હતો. આપણી આજની સંસારી હાલતનો સકો ઘણો બીકટ છે, અને તે વધીને બીકટ થશે, અને તેમ થતાં કદાચ પારસી કિર્તિની કિસ્તી ખરાબે લાધે એવું પણ અનુમાન થાય છે.

જ્યાં સુધી આપણે આપણા બાપદાદાઓના પુરાતન અને અસલી વાજબી રાહરસમ અને રિવાજો તેમજ સંસારી, ધાર્મિક, અને રાજદ્વારી જીંદગીનું અનુકરણ કરતા હતા, ત્યાં સુધી આપણી હાલત વધુ સહીસલામત હતી. જ્યાં સુધી આપણે પુર્વનાજ રિવાજોને માનતા હતા, ત્યાં સુધી આપણી હાલતો સંપુર્ણ રીતે સંતોષકારક હતી. પશ્ચિમનાં ખોટા સુધારા કે જેને માટે ખુદ ત્યાંનાં મહાન નરો પણ વિરૂધતા ધરાવતા હતા, તે આપણે વહેલા અખત્યાર કરવાથી આપણને ઘણું ખમવું પડયું હતું, પડે છે અને ભવિષ્યમાં હાલ કરતાં વધું ખમવું પડે તો અજાયબ થઇશું નહિ. આપણામાં હાલમાં ફીશીઆરી, ટચાકપણું, હિચકારાપણું, અધર્મીપણું, તુંડાઇપણું, અને અનિતિ કાંઇક અંશે વધવા પામી છે, અલબત્તાં આ બાબદ વિષે જાહેરમાં ઘણુંક બોલાયું છે, અને અમોએ પણ એ બાબે લંબાણથી ઘણાંક ભાષણો તેમજ લખાણો પારસી કોમ સનમુખ અનેક વખત જાહેરમાં મુકયાં છે, એટલે હવે આપણે એ બાબદ અત્રે લંબાવીશું નહિ. આપણને હાલમાં જે ખમવું પડે છે, અને ભવિષ્યમાં પડશે તે સર્વનું કારણ આપણી કેળવણીની ખામી છે, અને આપણે આશા રાખ્યે છીએ કે હવે કોમને દાખલા દલિલો સાથના પુરાવાઓ પોતાની નબળાઇના અને ખામીઓનાં ઘણાજ મળતા જાય છે, એટલે પોતાના સીહા ભવિષ્યને ફેરવી નાખી આપણી કિર્તી અને હાલતને અસલ મુવાફેક ટેકવી રાખવાની કોશેશે કરવામાં આવશે. આપણને એટલુંજ જોવાનું આ પ્રકરણમાં મલે છે કે આપણે કે જેઓ આપણને પોતાને વધુ સારા જમાનામાં વધુ સુધરેલા માનીએ છીએ, તેઓ ખોટા છે. અશો જરથુસ્ત્રના જમાનાનાં જરથોસ્તીઓ કરતાં આપણી મજકુર હાલ તો કાંઇ પણ રવેશે સારી નથી, એટલે આપણે કબુલ કરીશું કે આપણા તે માનવંત બાપદાદાઓની સારી હાલતનું મુળ કારણ તેઓના સદ્ગુણોને આભારી હતું.

# ધર્મ અને તે ઉપરની આસ્થા.



## ભાગ ચોથો.

---

### ધાર્મિક હાલત—હાલની, અગાઉની.

છેલ્લાં પ્રકરણોમાં આપણે અશો જરથુસ્ત્રના વખતમાં ઇરાનીઓની સંસારી હાલત વિષે કાંઇક જાણી ચુકયા છીએ, અને હવે આપણુને તેઓની ધાર્મિક હાલત કેવી હતી તે ઉપર આવવું છે. તે વખતનાં ઇરાનીઓ ઉપર ગોયા તે પરવરદિગાર પ્રસન્ન હતો અને તેઓ ઘણાજ ભાગ્યશાળી હતા, કારણકે તેજ વખતે તે પરવરદેગારે ત્યાંની પ્રજાને પોતાના પાક કલામોથી વાકેફ કીધા હતા. તે પરવરદિગાર સર્વે શકિતવાન પરમાત્મા છે, અને તેની મરજી વગર કાંઇ પણ ચીજ દુન્યાંમાં બનતી નથી, પરંતુ તેની કુદરતના કાયદા મુવાફેક દુન્યામાં દરેક ચીજ જે તેની મરજીથી થાય છે, પણ આ દુન્યાનાં માનવીથીજ થવી જોઇએ એવી તેની આજ્ઞા છે, તેજ મુજબ આ જમાનામાં ઇરાનમાં જે કાંઇ કરવાનું હતું તે બજાવવાને તેને મહાન અશો જરથુસ્તને મુકરર કર્યો હતો. અશો જરથુસ્ત્રનાં જમાના બાબે અમો કાંઇક બોલી ગયા છીએ, અને તેનો મહઝબ શું છે, તે અમો આગલાં ભાષણોમાં

કહી ગયા છીએ, અને ભવિષ્યમાં કહીશું. અશો જરથુસ્ત્રનો મહઝબ કોઇ પણ રવેશે જોર જુલમથી ફેલાવવામાં આવ્યો નથી, અને ઇતિહાસમાં એક પણ દાખલો એવો મોજુદ નથી કે જેમાંથી માલમ પડે કે જરથોસ્તી મહઝબ ફેલાવવામાં એક પણ દાખલામાં જુલમ ગુજારવામાં આવ્યો હોય, કે એક પણ મરદ કે સ્ત્રીને દુઃખી કરવામાં આવ્યાં હોય. તે મહઝબ ઘણો સહનશીલતાથી, ધીરજથી, અને સમજાવટથી ફેલાવવામાં આવ્યો હતો, અને તેમાં સમાવેલી ફીલસુફી ખુદ એવી હતી, અને છે કે તેમાં કોઇ પણ જાતનો જોર જુલમ ગુજારવાની ફરજ પડી હતી નહિં.

## જરથોસ્તી મહઝબની ચઢતી પડતી.

અશો જરથુસ્ત્રના જમાના પછી લાંબો વખત સુધી જ્યારે ઇરાનમાં એસીરીઅન, તથા મીડ લોકોની હકુમત ચાલતી હતી, તે વખતે કે તે પછી એકીમીનીસ વંશના પાદશાહ સાઇરસ કે જેણે ઇરાનનું રાજ સ્થાપીયું હતું તે વખત સુધી મહઝબ પોતાની સારી હાલતમાં સચવાઇ રહયો હતો. મહાન સાઇરસનાં બેટા કંબાઇસીસના મરણ પછી ઇરાનનું રાજય સમરદીસ (ગોમેટીસ) નામના ઠગારાઓએ છીનવી લીધું હતું, જે વખતે તેણે આપણા પવિત્ર મહઝબમાં ઘણીજ બદીઓ દાખલ કરી, બિગાડો કર્યો હતો. પણ જ્યારે ઇરાનનું રાજય એકીમીનીસ વંશના પાદશાહ દારાએસનાં તાબામાં પાછું આવ્યું, ત્યારે તેણે પોતાના બાપીકા પવિત્ર મહઝબને તેની પડતી હાલતમાંથી પાછો સજીવન કર્યો હતો, એમ તેના ખીલારોકી હરફોના તકતા

ઉપરથી માલમ પડે છે. દારાએસ હીસ્તાસપીસના વખતથી તે એકીમીનીસ વંશનાં છેલ્લા પાદશાહ દારાએસ કોદોમેન્સનાં વખત સુધી જરથોસ્તી મહઝબ કોઈપણ જાતની પડતી વિનાં ઘણો આબાદીની ટોંચે ચઢયો હતો, સીકંદર પાદશાહે ઇ૦ સ૦ પુર્વે ૩૩૧ ના સાલમાં ઇરાનનો દેશ તારાઝ કરી સઘળું નાશ કર્યું, ત્યારથી તે પારશીઅન (અશકેનઅન) વંશની ઇ૦ સ૦ ૨૨૬) ના સાલમાં સમાપ્તી થઇ ત્યાં સુધી જરથોસ્તી મહઝબ ઘણી ખરાબ અને બીગડેલી હાલતમાં રહયો હતો.

## મહઝબી કેતાબોનો નાશ.

સીકંદર પાદશાહે પોતાની ચઢાઇ દરમ્યાન આપણા મહઝબનાં સર્વે પુષ્તકો બાળી નાંખ્યાં હતાં, એવું જરથોસ્તીઓ જાણતા અને માનના આવ્યા છીએ, પરંતુ અમે એ મતને મળતા થઇ શકતા નથી, કારણ કે પાછી તવારીખ આપણુને એમ પણ કહે છે કે તેણે જે જે દેશો ઉપર ચઢાઇ કરી ત્યાંનાં રિવાજો, કાયદાઓ અને ધર્મને તે ઘણુંજ માન આપતો હતો, અને તે જીતેલા મુલકોની પ્રજાઓને રાજી રાખવાને પોતાથી બનતું કરતો હતો. ઇરાનની પડતી થવાનું મુળ કારણ બીજાઓની ચઢાઇનેજ આભારી હતું, અને તે ઉપરાંત તેની પડતીનાં વખતમાં દસ્તુરો અને મોબેદોની હકુમત તથા તેઓનો ખુદાઇ ઇલમ ગુમ થઇ ગયો હતો. આ બતાવી આપે છે કે દસ્તુરો અને દાવરોની ચઢતી અને ગ્નાન પ્રાપ્તી તેજ પાદશાહ અને પાદશાહાતની આબાદી હતી. ઇ૦ સ૦ ૨૨૬) નાં સાલમાં સાસાનીઅન વંશનાં પહેલા પાદશાહ અરદેશર બાબેકાને પારથીઆના રાજા અરદુઆનને હંફાવીને

ઇરાનનું રાજ પોતાનાં સ્વાધિનમાં લીધું હતું, અને તુરતજ આપણા પવિત્ર મહઝબને સજીવન કરી તેની અસલ રીત રીવાજ મુજબ ફરી એકવાર અમલમાં મુકયો હતો, અને પોતાની હકુમતનાં દરેક શહેરમાં એબાદત ખાતાંઓ સ્થાપિ એવું જાહેર નામું કાઢયું હતું કે પાક જરથોસ્તી મહઝબ સિવાય કોઇએ બીજો મહઝબ પાળવો નહિ. આ વખતે જરથોસ્તી મહઝબ તેનાં પ્રકાશમાં ઝળકવા લાગ્યો, અને મુર્તિપુજા ફરી એકવાર નાશ પામી. ખરેખર તો પાક જરથોસ્તી મહઝબની ફરી એકવાર બોલ બાલા થઇ હતી.

## યઝદેઝર્દ શેહેરીઆર.

### ધર્માભિમાની પણ કમનસીબ બાદશાહો.

યઝદેઝર્દ શેહેરીઆર તખ્ત ઉપર આવ્યો ત્યાં સુધી થઇ ગયલા સઘળા સાસનીઅન પાદશાહોએ પાક જરથોસ્તી મહઝબને સારી હાલતપર મુકવાને સઘળા પ્રયત્નો કર્યા હતા, અને જો કે તેઓને છુટી છવાઇ હાર પડી હતી, તો પણ ઘણું કરી તેઓ ફતેહમંદ નીવડયા હતા.

પાદશાહ શાપુરના વખતમાં **માની** નામના એક ચિતારાએ પએગમ્બરી દાવો કર્યો હતો. જેને શાપુરે પોતાનાં રાજમાંથી હાંકી કાઢી દેશમાં ફેલાયલી અશાંતિ દુર કરી હતી. કોબાદનાં વખતમાં મઝદક નામનાં એક ઠગારાએ પણ એવોજ દાવો કર્યો હતો, અને પાદશાહે તેને મદદ આપ્યાથી દેશમાં મોટો બળવો થયો હતો, અને કોબાદને પકડી કેદખાને નાખવામાં આવ્યો હતો. કોબાદનાં બેટા પાદશાહ નોશીરવાન આદેલે

મઝદક તથા સર્વે ચેલાઓની કતલ કરી સઘળું તોફાન નરમ પાડયું હતું. પાદશાહ નોશીરવાનનાં બેટા નોશીઝાદે પોતાનો બાપીકો મહઝબ છોડી દઇને પોતાની માતાની શીખવણીથી ઇરાનમાં ખ્રિસ્તી મહઝબ ફેલાવવાની કોશેશ કરી હતી, અને તે માટે ઇરાનમાં એક મોટો બળવો ફાટયો હતો, જેથી પાદશાહે તેને કેદ કર્યો હતો, અને છેવટે સાસાનીઅન વંશના છેલ્લા પારશાહ યઝદેઝર્દનાં વખતમાં આપણા મહઝબની સરજતનું છેવટ આવ્યું હતું. બીજાઓ જેઓ દુન્યામાં મહઝબનું જોર ચલાવી રહ્યા હતા, અને તરવારથી મહઝબી લડાઇ શરૂ કરી હતી, તેઓનેજ હાથથી પાક જરથુસ્ત્રનો મહઝબ ઇરાનમાંથી નાબુદ થયો. પોતાના મહઝબનાં નાબુદ થવા બાદ તેઓએ પુષ્કળ હાડમારીઓમાંથી પસાર થઇ આખરે હિંદ ભૂમી ઉપર પોતાનું રહેઠાણ કર્યું અને ત્યાર પછીનો સર્વે ઇતિહાસ આપણે જાણીએ છીએ. હાલમાં આપણે જે હાલતમાં આપણા મહઝબને ટેકવી રાખી તેની આબાદીની ટોંચે લાવ્યા છીએ, અને આપણા બાપદાદાઓની સર્વે મહેનતને યશ મળે તેવી રવેશે સાચવી રાખ્યો છે, તે હંમેશ સુધી આબાદ, અને જરથુસ્ત્ર અને તેનો મહઝબ જાવેદાન ફૌલબાલા ભર્યો રહે.

હવે અમોને એક એવી બાબદ વિષે બોલવું છે. કે જેને માટે પોથા ભરીને તેમજ કોલમો ભરીને લખાયું છે, અને કાંઇક બોલાયું છે, તો પણ આજની બાબદને લાગતું વળગતું છે, ત્યાં સુધી આપણો પવિત્ર મહઝબ અને તેને લગતી સઘળી ક્રિયાઓ અને રિવાજો શું છે, તેનું કાંઇક ટુક વિવેચન કરી આજની અને અસલની ધાર્મીક હાલતનું પ્રકરણ બંધ કરીશું.

## મહઝબ અને દુન્યામા તેની જરૂર.

દુન્યાની પએદાએશમાં માનવી એ (પરવરદેગારની) સર્વોત્તમ પેદાયશ હોવાથી પ્રથમ દરજ્જો ભોગવે છે, અને આખી પ્રણી માત્રની પેદાએશોમાં અકકલમાં, અનુભવમાં, અને હોશિઆરીમાં તે પહેલું છે. તેને આ દુન્યામાં જન્મ લીધા બાદ તે જીવે ત્યાં સુધી ઘણીક ફરજો, કાર્યો, અને હાલતોમાંથી પસાર થવું પડે છે, અને તે સર્વેમાં ફત્તેહ મેળવી સદગુણ અને સદકાર્યો તેમજ ખુદા અને કુદરતનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે તેને એક મહઝબની જરૂર છે, અને તેજ મુજબ બીજા બીજા દેશની બીજા બીજા પ્રજાની સ્થિતિ અને સંજોગોને અનુસરીને જુદા જુદા પએગમ્બરો મારફતે મહઝબો આ દુન્યામાં તે પરવરદિગાર તરફથી મોકલવામાં આવ્યા છે, કે જે મુજબ ઇરાનીજને માટે અશો જરથુસ્ત્રને પસંદ કરવામાં આવ્યા હતા, જેના જમાના અને જીંદગી બાબે કેટલુંક વિવેચન તમો સનમુખ અમો રજુ કરી ચુકયા છીએ. તે પરવરદેગાર તરફથી આ દુન્યામાં એક પએગમબર કેમ અને કાંય મોકલવામાં આવે છે, તે સઘળું આપણે જાણ્યું છે, અને હવે જે બાબદ આપણુને હાથ ધરવી છે તે આપણા પવિત્ર બદઝબ બાબે છે.



# ક્રિયા અને ભકિત, ધર્મની સગી બહેનો.



## ભાગ પાંચમો.

### આપણો મહઝબ, ક્રિયા અને ભકિત શું છે?

આપણે ઉપર જોઇ ગયા છીએ તેમ ઇરાની શાહેનશાહતનાં વખતમાં પણ આપણા પવિત્ર મહઝબની બરગસ્તી ઘણીક વખત થઇ હતી, અને પાછો અને પાછો તે આબાદ હાલતમાં લાવ્યા બાદ આયંદે શાહા યઝદેઝર્દના વખતમાં તેનુ છેવટ આવ્યું હતું. આ છેવટ શબ્દ જો કે આપણે વાપરીએ છે, પણ તેથી એમ ન સમજવું કે મજકુર શાહાના વખતમાં જરથોસ્તી મહ ઝબ ખલાસ થયો હતો, ના, એમ ન હતું, પણ મહઝબનો ખુરશીદ જે નુરી પ્રકાશ ત સર જમીન ઉપર ફેલાવતો હતો તે હવે બંધ થયો હતો, અને મહઝબી અંધારૂં ત્યાં ફરી વળ્યું હતું, જે મક ાનોમાં જરથોસ્તી ઘંટ વાગતે અને જરથોસ્તી આતશ સચવાતો ત્યાં એસલામી બાંગીના પોકારે થતા હતા, અને જે જમીન ઉપર જરથોસ્તી પદશાહ, પાદશાહાત, કોમ, અને મહઝબે સર્વોપરીપણું જગઆશકારા કર્યું હતું તે પ્રજા લગભગ બધી જોરજુલમને આધીન થઇ પોતાનો મહઝબ છોડી એસલામી થઇ હતી, અને પોતાનું સ્વતંત્રપણું

છોડી દઇ પરતંત્ર થઇ હતી, જોકે કોમ અને તેનો મહઝબ સદંતર નાબુદ થયો ન હતો, પણ કાંઇક અંશે નાબુદ થતો અટકયો હતો, તેણે આપણે જાણયે છીએ તેમ હિંદ ભુમી ઉપર પાછી મોટી અસરો કરવા માંડી, નામીચા દસ્તુર, દાવરો, સખાવતી શુરાઓ, અને મહાન જરથોસ્તીઓ, પેદાકરી જરથોસ્તી નામનાને આજે પાછી જગઆશકારા કરી એક મહાન, સખાવતી, અને શુરવીર કોમ તરીકે આબાદ કરી છે. દરૂદ હોજો તે આપણા બાપદાદાઓ કે જેઓએ હાંદેસાઓ ખમીને પણ પોતાનું ઇમાન ન છોડયું, અને તાજ,રાજ માલ મિલકત વગેરે તજીને પણ દીન ઇમાન સાચવી આપણને આવી ટોંચે પુગાડયા છે, અને આપણે આશા રાખશું કે હજી ભવિષ્યમાં પણ અપણી કોમ અને તેનાં મહઝબીની વધુ આબાદી થઇ આપણા અશો પએગમ્બર જરથુસ્ત્ર સ્પેતામોનું નામ હક્તકેશવર જમીન ઉપર કાયમ રહે.

## જરથોસ્તી મહઝબની માન્યતાઓ.

હવે આપણે ધાર્મિક હાલત સાથે આપણો ધર્મ શું છે તે જાણવાની કાંઇક કોશેશ કરીશું. જો કે આ નાનાં પ્રકરણમાં આપણે તે બાબે કોઇ પણ રવેશે ઉંડાણુ જઇ નહિ શકીશુ. પણ મહઝબની ફીલસુફી, અશોઇ એને ક્રિયા કે રિવાજનુ કાંઇક પૃથ્થીકરણ કરવાને આપણે પ્રયાસ કરીશું. આપણો બુલંદ મહઝબમાં ઘણી ફીલસુફી સમાયલી છે, તેમજ અસલી ક્રિયાએ જોડે આજે ફેરફાર થઇને ઘણીક જુદી રવેશે આપણી આગળ મોજુદ છે, પણ આપણે જેમ જેમ કેળવણી અને ધર્મ અભ્યા-

સમાં આગળ વધીશું, તેમ તેમ અસલ ક્રિયાઓ અને મહઝબની તરીકતોમાં આગળ વધીશું અને ત્યારેજ જે જે નકલી ક્રિયાઓ કે રિવાજો આપણે હિંદુસ્તાનમાં આવ્યા પછી અખત્યાર કર્યા હોય તે સર્વે પોતાની મેળે દુર થશે અને મહઝબ પોતાના અસલી ખરા આકારમાં આપણી સનમુખ પ્રકાશવા માંડશે.

## જંદ અવસ્તા—નેકીનો ખજાનો.

આપણો પવિત્ર મહઝબ જંદ અવસ્તામાં લખાયો છે, અને તે કયારે અને કયાં લખાયો હતો તે આપણે આપણા અશો જરથુસ્ત્રના જમાનાં ઉપરથી સમજી શકીએ છીએ. મજકુર જંદ અવસ્તા ભાષા અસલ આર્યન ભાષાઓનીજ એક શાખા હોય એમ માલમ પડે છે, કારણ કે બીજી ઘણીક અસલ પુર્વની ભાષાઓ સાથ પોતાનું મલતાપણું બતાવે છે. અશો જરથુસ્ત્રના જમાનામાં જંદ અવસ્તા દેશની ભાષા હોય એમ માલમ પડે છે. કારણકે તે મહાન અશો પએગમ્બરે જો ગાથાઓ ગાયા છે તે પણ તેજ ભાષામાં છે. ગાથા કવિતાના આકારમાં લખાયલા આપણે જોઇએ છીએ, અને તે યજસ્નેનાં ભણતરનાં ૨૦) થી ૫૩) સુધીનાં હા માં સમાઇ જાય છે. આપણા મહઝબની દરેક કેતાબોમાં આપણે અશો જરથુસ્ત્રના ગાથાનું મિશ્રણ જોઇએજ છીએ, પણ બીજી કેતાબો વિષે આપણે ૫ક ગાથાવાણીમાં કાંઇ જોઇ શકતા નથી, એથી સાબિત થાય છે કે બીજાં પુસ્તકો અશો જરથુસ્ત્રના જમાના પછી લખાયલા છે. આ ઉપરથી કાંઇ એમ ઠરતું નથી કે તે પાછલ વખતમાં લખાયલી કેતાબો માટે આપણે માન્યતા નાહ

ધરાવવી જોઇએ, પણ આપણે જોઇ શકીએ છીએ કે પાછલા વખતની કેતાબો પણ તે મહાન અશો પએગમ્બરનાં શિક્ષણની દેશ, કાળ, અને મનુષ્યની સ્થિતીને આધારે જુદા જુદા વખતમાં લખાયલી છે, અને તે સર્વેનું ઉપયોગીપણું કાંઇપણ રવેશે પાક ગાથાથી ઉતરતું નથી, પણ ઉલટું આપણા મહાના મહઝબને વધુ ટેકા સમાન છે. વંદિદાદની કેતાબ તરફ લક્ષ પુગાડતાં આપણને માલમ પડે છે કે તેનાં ૨૨) પ્રકરણોમાં જે જે બાબદો તંદરોસ્તી, દવાઇ, અને સુખશાંતિના નિયમો બાબે વિસ્તારીને કહેવામાં આવી છે, તે આજની વિદ્યાને મળતી કે તેથી પણ વધુ શ્રેષ્ટ માલુમ પડી છે, પાક ગાથાએ, જેમ અશોઇ, નિતિ, નેકી, ધર્મ, માનસાઇ ફરજ, સંસારી ફરજ, અને કુદરત અને પરવરનું ભાન આપે છે, તેમ પાક વંદિદાદ આ દુન્યામાં તંદરોસ્તીની જીંદગી ગુજારવાની જોગવાઇઓ પુરી પાડે છે, જમીન વિષે, પાણી વિષે, આતશ. દોખમુ માસિક માંદગી, સુવાવડ, અને નીરંગ કે તરા વિષે વગેરે જે જે બાબદો પાક વંદિદાદ સમજાવે છે, તે ઉપર અત્યાર તુલીક અમલ કર્યાથીજ પારસીઓ આજે ચોખ્ખા અને સફાઇ સુઘડાઇવાલા કહેવાય છે. આપણે આશા રાખીએ છીએ કે કેટલાક "નાકે જીભ લગાડતા" સાહેબો કે જેઓ મહઝબ અને તેની ફિલસુફી માન્ય રાખવાને ના પાડે છે, તેઓ વધુ ઉંડાણમાં જઇ તેની સચ્ચાઇ શોધી કાઢવાની કોશેશ કરશે.

## ધર્મનાં—પુષ્તકો.

ગાથા, વંદિદાદ યજશ્નને, દીનકર્દ, બુંદેહશ્ત, શાયસ્ત લા શાયસ્ત, અરદાવિરાફ નામું, દાદેસ્તાને દીનીક, દસાતીર, વગેરે

કેટલાક ધાર્મિક, રિવાજીક, અને ઇતિહાસીક કેતાબો આપણે ધરાવવાને હજી સામર્થવાન છીએ, જે માટે તે પરવરદેગારનો આપણે આભાર માનવો ઘટે છે. આપણા મોતેબર મહઝબની આખી પુસ્તકશાળા આપણે ગુમાવી છે, છતાં આપણે જે કેતાબો ધરાવીએ છીએ તેનાથી આપણા પવિત્ર મહઝબને ફરી એકવાર અને અનેકવાર આપણે તાજો કર્યો છે, આપણી ક્રિયાઓ કે જે હાલમાં અમલ મુવાફેક રહેલી છે, પણ તેની અંદર કેટલાક ખર્ચાળ, અવ્યહવાર અને બીનજરૂરીયાતવાળા રિવાજો ધુશી જવાથી મહઝબની ફિલસુફી અને મતલબનું ખુન થયું છે. ખરી ધાર્મિક ક્રિયાઓ મુકી દઇ અને ભક્તિના પવિત્ર કાયદાને છોડી દઇ મેળા, મદીલા, અને ખુમચા, કરવાનુ મોટું રૂપ ઉમેરાયું છે, જે હવે વખતનાં વહેવા સાથ ઓછુ થવું જોઇએ. પાક ગાથા ભણી કે ભણાવવી, તે ઉપર અમલ કરવો, વદિદાદ કરાવી સાંભળી તેના કાયદા મુજબ ચાલવું, યજશને કરાવી કુદરત સાથે સંબંધ જોડવો, આફ્રિનગાન, બાજ અને ફરોખશીર કરી ગુજર પામેલાં અશો નરનારીઓના રવાનોને અરાધી દુન્યાનાં સદકાર્યોમાં તેમની મદદ માંગી જીવતાંઓનું તારણ કરવું, નિરંગદીન કરી ચોખ્ખો જંતુનાશક ગૌમુત પુરો પાડી ચામડીનાં અને બીજા રોગોનું નીવારણ કરવું, નવજોત, શાહાદી, અને એવાં બીજા પુણ્યવંતા કાર્યો કરી પુણ્ય હાંસલ કરવું, મોબેદ વર્ગની પરવરશી કરી, તેઓને કેળવણી આપી ધર્મ સાહિત્યને ઉત્તેજન આપવું, અને સામટાં રીતે અશો જરથુસ્ત્રનો મહઝબ ફેશન અને ખર્ચનો નહી બનાવતાં તેમાં ફરમાવેલાં ફરમાનોનું ઉલગન ન કરતાં તેજ પ્રમાણે

વર્તવું અને માત્ર ક્રિયા અને ભકિત માર્ગનેજ ઉત્તેજન આપવું, એજ મહઝબની ખરી ફિલસુફી છે. અશો જરથુસ્ત્રના મહઝબમાં એક પણ વાકય એવું નથી, કે જેની કિમત ન હોય, પણ પાનેપાનું, વાકય, શબ્દ કે અક્ષર ધાર્મિક અસર ધાર્મિક ફિલસુફી, ધર્મિક નિતી, અને ધાર્મિક નેકી ઉપર રચાયલું છે, એટલે તેની સામે એક શબ્દ પણ ઓચરવાને કોઇ શકતીવાન ન હશે. હાલમાં ચાલતાં કેટલાક અણઘડ રિવાજોને ધર્મ સમજી ખરા ધર્મ ઉપરથી કેટલાક સુધરેલા સાહેબો દીલ ઉતારી નાંખે છે, તેમ ન થવું જોઇએ, પણ તેની બાતેનની ફિલસુફી અને સારી દુન્યાનાં સુખને માટે તેનું ઉંચું તત્ત્વ કેટલું મહાન અને પવિત્ર છે, તે તપાસી મહઝબી યકીન વધુ ઓસ્તવાર કરવું, એ તેઓની ફરજ છે. ક્રિયાઓ કરતી વખતે જે જે વસ્તુઓ એક મોબેદ પોતાનાં ઉપયોગમાં લેય છે, તેમાં પણ મોતેબર ફિલસુફી સમાયલી છે, જેવા કે યજશને અને બાજની ક્રિયા વખતે વપરાતાં નાના વાસણો, લાલા, મહારૂએ, તારસલી, હોમસલી, વરસબાલ, વીંટી, વગેરે વગેરે પણ જુદી જુદી ફિલસુફી ધરાવે છે, જે આપણે બીજાં ભાપણોમાં તપાસીશું, પણ તેટલાં એટલું જાણવું જે તે સર્વેમાં એક અથવા અનેક ફિલસુફીનું ધોરણ સમાયલું છે, અને તે સર્વેનો સારાંશ, દુન્યામાં અશોઇ, એત્યતા, નિતિ, અને સુખશાંતી તથા આબાદી વધે, અને મનુષ્યનો ભકિતભાવ તે પરવર સાથ વધુ મુસ્તકીમ બને એવો છે, એટલે છેવટ એ કે અશો જરથુસ્ત્રનો મહઝબ ઘણોજ ઉત્તમ અશો અને દુન્યાને સુખ, આબાદી, અને એલબાલા ભર્યો છે. ગરીબ અને તવંગર, મોટા કે નાનાં જુવાન કે બુઝોર્ગ

સર્વેને એકત્ર ગણુવાની મહાન ફિલસુફી દેખમાં અને સંજોગ ક્રિયા આપણુને પુરી પાડે છે, અને મરણુ પછી માણુસ તે પરવરની દરબારમાં એકજ છે, એમ બતાવવાને માટે એક જરથોસ્તીની મરણુ ક્રિયા સર્વોત્તમ છે. આતશની આરાધના, આર્વા અરદુવીસુર, ખુરશીદ, મેહર, સેતારા, મુકતાદ, વગેરેની આરાધના માણસને તેની અંદર ખાનેની પ્રકૃતી દેખાડે છે, અને તે પોતે કોણુ છે, તેની અંદરનો કુદરતી આતશ, અને તેની આત્મીક ક્રિયાઓ શું છે તે બતાવવાને માટે ઘણી ઉપયોગી છે. આ બાબદ ઉપરજ માત્ર મારે આજે બોલવું નથી. એટલે આપણે એની વધુ સંપુર્ણ હકિકત બીજાં ભાષણોમાં જણાવીશું, પણ આપણે આશા રાખીએ છીએ કે દરેક જરથોસ્તી કોઇ પણુ ધાર્મિક બાબદ માટે મત બાંધ્યાં પહેલાં તેનાં અંતરમાં જઇ સચ્ચાઇ શોધી કાઢવાની કોશેશ કરશે.

## અશો જરથુશ્ત્રનો યઝદાં પરસ્ત મહઝબ.

અશો જરથુસ્ત્રના મહઝબમાં એકજ ખોદાને માનવાનું ફરમાન છે, કે જે પરવરદેગાર આખી જગતનો ધણી છે, નુર અને પવિત્રાઇનું મુળ છે, બેહદ ડહાપણુ અને રહેમનો ખાવીંદ છે, સર્વે ચીજને તે બનાવનાર છે, તે નેક માણુસને સુખ આપે છે અને બુરાંઓને સજા કરે છે. આ સર્વે શકિતવાન ખોદાની પરસ્તેશ કરવા સિવાય જરથોસ્તી મહઝબમાં બીજાં નિતિને લગતાં ઘણાંક ફરમાનો છે, જેમાં મુખ્ય નેક વિચારવાં નેક બોલવાં અને નેક કામો કરવાને લગતાં છે. જરથોસ્તી મહઝબની સર્વે નીતીનું મુળ આ હુમત, હુખ્ત, અને હુવરસ્તનાં

ફરમાનમાં સમાયલાં છે. અશો જરથુશ્ત્રનાં જમાનામાં ઇરાની
ઓની ધાર્મિક હાલતમાં સર્વેથી સરસ રીત તો એ હતી કે તે
વખતનાં ઇરાનીઓ પોતાનાં બચ્ચાંઓને ઉપલાં ફરમાનો પ્રમાણે
વર્તતાં પહેલાં શીખવતાં અને પોતે પણ તેમજ વર્તવાને
કોશેશ કરતા, તેથી તેઓ અતિષ્ય સુખી રહેતા હતા. એ
ઉપરાંત અશો જરથુસ્તના મહઝબમાં બીજી ઘણીક ધર્મ, નિતી,
અને ફીલસુફીને લગતી બાબદો છે, જે વિષે લખવા બેસ્યે
તો કાંઇ સંખ્યાબંધ પુસ્તકો ભરાય. આ કિસમનાં પવિત્ર અને
યજદાં પરસ્ત મહઝબની તપાસ લીધા વીના તથા મહઝબનાં
ફરમાનો નિતી અને ફિલસુફીને સમજયા વગર અશો જરથુસ્ત્ર
પછીના જુદદીન ગ્રંથકારો અંજાણપણાથી, વેહમથી, કે જાણી
બુજીને ખાસ પોતાનાં મહઝબને સારૂં લગાડવાનાં સબબથી
અણઘટતા અને ખોટા વીચારો કેટલીક વખતે જાહેર કરી
ગયા છે, તે ઘણું દલગીરીભર્યું છે. તવારીખ ઉપરથી માલમ
પડે છે કે અશો જરથુસ્તનાં વખત પછી ઇરાનીઓ એસીરીયા,
સીથીઆ, અને પાછળથી યુનાની તથા રૂમી લોકોનાં સંબંધમાં
ઘણાં આવ્યા હતા, તેથી ઇરાનના કેટલાએક પ્રાંતોમાં જુદદીન
પ્રજાની કેટલીએક નાલાયક રસમો દાખલ થઇ હતી, તો પણ ઇરાની
ઓએ પોતાનો બાપીકો ધર્મ જાળવી રાખ્યો હતો, અને મોટાં શાહેરો
તથા પાદશાહઓની દરબારમાં અસલી મહઝબજ માનવામાં આવતો
હતો, અને તે કશી રીતે બગડેલો નહતો. યુનાની ગ્રંથકર્તા
હીરોડોટસ જે ઇરાનીઓની રસમ તથા કાયદાકાનુનો વિષે
લખી ગયો છે તેમાં એવું પણ લખ્યું છે કે "ઇરાનીઓ
દેવોની પુજા કરવાને માટે મુરતી બનાવતા નથી, ઇશ્વરને
માણસનો આકાર આપતા નથી, પણ તેઓ દેહરાં અને

મુર્તીનો ધીક્કાર કરે છે, અને ઉંચા પહાડો ઉપર જઇને ઇશ્વરને ભોગ આપે છે, તેઓ સુરજ, ચંદ્ર, જમીન, આતશ, પાણી, અને પવનને ભોગ આપે છે." ઉપલા વાકયોમાં હીરોડોટસનાં કેટલાક વિચારો ગલત છે.

## હીરોડોટસ અને દારાએસ.

હીરોડોટસ, દારાએસ હીસ્તાસપીસનાં વખતમાં થઇ ગયો હતો, અને જયારે આપણે પાદશાહ દારાએસનાં વખતની પહાડો ઉપરની તકતી મધેનાં લેખો તપાસીએ છીએ, તો સ્પષ્ટ માલુમ પડે છે કે તેમાં તત્વોની પુજા કરવાને વિષે કાંઇપણ લખેલું મળી આવતું નથી. મજકુર તકતીમાં માત્ર અહુરમઝદ્‌નીજ તારીફ કરવામાં આવી છે અને તે સિવાય બીજા કોઇની પણ ઇશ્વર તરીકેની માન્યતા કબુલ રાખવામાં આવી નથી. હીરોડોટસ એવું કેમ લખી ગયો તે બાબે એડવર્ડ ગીબન કલ્પનાં કરે છે કે હીરોડોટસનાં દેશી ભાઇઓ જેઓ યુનાનીઓ હતા તેઓ વધારે ખુદાની પુજા કરતા હતા અને તેજ મુવાફેક ઇરાનીઓને પણ તે સમજયો હોય. જયોર્જ રોલીનસનના લખ્યા મુજબ હીરો ડોટસના વખતમાં ઇરાનના કેટલાએક પ્રાંતોમાં જુદદીનોની કેટલીએક નાલાયક રસમો દાખલ થઇ હતી, અને તેનાં આધારે ખરી ખબરની ગેર-હાજરીમાં લખ્યું હોય, એમ માલુમ પડે છે. એ ઉપરાંત આંકુટીલડું પેરો પોતાનાં લખાણોમાં કાંઇક ગોટાલો કરતો માલમ પડે છે, પણ તે બાબે એવો ખુલાસો થયો છે કે, તેને અવસ્તાનાં વ્યાકરણનું જ્ઞાન ન હોવાને સબબે કાંઇક ભુલચુક થઇ હોય એ બનવા જોગ છે.

## પારસી આતશપરસ્ત.

કેટલીક વખત પરકોમનાં કેટલાક આસામીઓ પારસીઓને આતશ પરસ્ત કરીને કહે છે, ને એવું કહેવામાં તેઓ બહારનાં દેખાવ ઉપરથી ઠગાય છે, પણ અંદર આનેની ખરી મતલબ શું છે તે તેઓ મુદલ સમજતા હોય એમ દીસતું નથી. કોઇ પણ મહઝબ ઉપર એકદમ વિચાર આપવો અને તે વખતે તેની અંદર સમાયલી બારીક ફીલસુફીનું અવલોકન નહિ કરવું કે અભ્યાસ કર્યા વગર એકદમ મત બાંધવું એ વિદ્વાન માણસોની રીત હોઇ શકે નહિ. જે આસામીઓ વગર સમજવે કે વગર તપાસવે આવા વિચારો જાહેર કરે છે, ત્યારે તેઓ સખત ઠપકાને પાત્ર છે. જરથોસ્તી મહઝબમાં આતશને પુજવાનું કયાંએ લખેલું નથી, અને અહુરમઝદ સિવાય કોઇ બીજી પુજા કરવી નારવા ગણવામાં આવી છે. એડવર્ડ ગીબન કહે છે કે ઇરાનીઓ આતશને પુજતા નથી, તેઓ આતશ તથા બીજાં નુરોને પણ પુજતા નથી, પણ તેઓને પરવરદેગારની પેદાએશની સર્વોતમ અને ઉમદા નીશાન ગણે છે. એ વિચાર સદંતર બરહક છે, અને તેને અવસ્તાથી ટેકો મળે છે.

## અશો જરથુસ્ત્રનું શિક્ષણ.

અહુનુઅદ ગાથામાં એવું માલમ પડે છે કે પએગમ્બર સાહેબ અશો જરથુસ્ત્રે આતશ આગળ ઉભા રહીને એક ભાષણ કર્યું હતું, અને તેની મતલબ એવી હતી કે ઇરાનીઓએ અનેક ખુદાની માન્યતા મુકી દઇ, એકજ ખુદાની પરસ્તેશ કરવી, કે જે આ તથા પેલી દુન્યામાં માણસને સુખ તથા આબાદી પહોંચાડે છે.

ઓરતુઅદ ગાથમાં અશો પએગમ્બર કહે છે કે પાક અહુરમઝદ હું તને સઉથી ઉત્તમ અને રોશનીનું મુળ ગણું છું જે શખસ આતશ આગળ ઉભો રહીને સર નમાવીને મને પસંદ નહી કરશે તે સજાએ પહોંચશે.

## અશો જરથુશ્ત્રની પહેલી વાયઝ.

૧ દુન્યાના આ મહાન પએગમ્બરે ઇરાનમાં લોકોને ખરાબી માંથી બચાવવા માટે ખોદા તરફથી મોકલેલી પોતાના દીન જાહેર કરી હતી, ત્યારે બાનુઓ અને ગ્રહસ્થોના એક જબરદસ્ત મેળાવડા સનમુખ તેઓએ સાદુ પણ મુલ્યવાન ભાશણ કર્યું હતું, જે ગાથનાં કેટલાક ફકરાઓમાંથી આપણને મળે છે, તે નીચે મુજબ હતું.

૨ 'દીનની બાબદો જાણવાને આતુર થયલા અએ ખાહેશમંદો, તે પરવરદેગારની બે મહાન શકતીઓ વિષે હું તમને કહીશ તેમાંની પહેલી સેતાયશ મારફતે તે અહુરમજની કરવી જોઇતી આરાધના અને બીજી ખુમીવાળા માથરો વિશે છે. આ બન્ને બાબદો તેમાં સમાયલા આત્મબોધને લીધે ઘણીજ શીખવા લાયક અને ફાયદેમંદ છે.

૩ અએ ખાહેશમંદો, મારી ઉત્તમ નસીહતોને તમારા કાનો વડે સાંભળો, અને તમારી રોશન વીચાર શકતીથી તે ઉપર દરયાફત કરો દરેક જણને પોતાની પસંદગીનો અતેકાદ હોવો જોઇએ, અને તે માટે વાકેફ થવા સારૂં તમો સર્વે બિદાર થાઓ.

૪ બુરા માણસો જયારે દીનની તકરાર કરવા માટે મારી આગળ આવ્યા, ત્યારે તેઓને તદન મહાત

ક્યોં, અને અગ્રેમીનોનો બુરો તરીકો છોડીને સ્પેંતામીનોના નેક તરીકા મુજબ ચાલવાને ફરમાવ્યું, તો પણ એ વાત તેઓનાં ધ્યાનમાં નહી ઉતર્યાથી બુરોજ વિચાર અખત્યાર કીધો, અને માણુસોને હાની પુગાડવાને માટે એશમ એટલે કે ગુસ્સાના દેવોની રાહે ચાલ્યા.

૫ જેઓ ભલી કિર્તીમાં જન્મેલાં છે, તેઓ જયારે હેરમજદના, બહમનના અને અશ કે રસ્તીનાં સારાં મુકામમાં સામેલ થશે, ત્યારે તુરતજ નાશ કરનાર દેવ (યાને શકિત) તુટેલો થશે.

૬ અએ માનવીઓ, કરણી મુજબ સુખ તથા દુઃખ બાબેના જે નિયમો અહુરમજદે મુકરર કીધા છે, તે તમો જાણો, તે એ કે, દુષ્ટ પાપી માણુસોને માટે લાંબા વખત સુધીનું દુઃખ ખમવાનું તથા અશો માણુસોનો માટે તે ફાયદાઓ કે જેનાથી સર્વોતમ સુખ મળે છે, તે હાંસેલ કરવાનું હોય છે.

૭ અએ ખાહેશમંદો, અએ શીખામણો અને કાંઇ નહિ સાંભળેલા કલામો તે હું તમુને જાહેર કરૂં છું. જેઓ દરૂજની શીખામણથી અશોઇના મુલકને ખરાબ કરે છે, તેઓને માટે તેમજ સદગુણી માણુસ બંન્ને માટે આ કલામો ઉત્તમ છે, અગર જો કોઇ માણુસ પહેલી નજરે દીનની બાબદ નહિ માને, તો પાછળથી દેખઇતી જાહેર સાબિતિઓથી તેનો એતે કાદ વધારે મજબુત થશે. તે અહુરમજદને બધાંઓનો ખાવીંદ જાણીને દરેક જણુને તેની આગળ સેવટે જવું પડશેજ.

૮ તમો કે જેઓ નજદીકથી તથા દુરથી આવીને મારી દીનની બાબદ જાણુવાને ઇચ્છો છો, તેઓ જે હું જાહેર રીતે

કહુ છું તે કાન ધરીને ધ્યાન આપીને સાંભળો. ખચ્ચીત, આ વખતે તમો મારી બધી બાબદો ઉપર બરાબર મનમાં તોલ કરો, કે જેથી કરીને કોઇ ખોટો ધર્મ સમઝાવનાર બીજીવાર તમારી જીંદગીને ખરાબ કરે નહિ.

૯ અએ મિઝલસના સાહેબો, સૌથી પહેલાંહુ તમુને દુન્યાના એમીનો [illegible] જાહેર કરૂં છું, જેમાંનીવધારે આબાદી કરનારમીનોએ નું મૂળ ગણું છું, અને [illegible] શખ્સ તને રોશનીનું મૂળ માનશે, જે શખસ આતશ આગળ સર નમાવીને મને પસંદ નહી કરશે તો સજાએ પોહચશે.

## ડો૦ મારટીન હાઉગ.

ડો૦ મારટીન હાઉગ ફાદલોલેજીની મદદથી આપણા મહઝબમાં । કેટલાક ફકરા આવેલા છે, તેનું પૃથ્થી કરણ કર્યું, અને સાબીત કર્યું છે કે તેઓ આપણા ધર્મને લગતા નથી. ગાથા જે અશો જરથોસ્ત્રના પોતાના બનાવેલા છે અને ત્યાર બાદ જુદાં જુદાં પુસ્તકો જુદા જુદા વખતમાં લખાયલાં હતાં, અને તેથી કેટલાક આપણા મહઝબને-નછાજે એવા લખાણો તેમાં સમાયલાં હોય તો આપણાં છે, એમ માનવું ન જોઇએ, હાલમાં આપણી પાસે જે પુસ્તકો મોજુદ છે જેમાં ગાથા, યજશની, અને વંદીદાદ મુખ્ય છે, જે મધે આ પુરાતન મહઝબની ફીલસુફી અતી શ્રેષ્ટ રીતે પુરી પાડવામાં આવી છે તેથી જો આપણે એજ પુસ્તકોમાંથી આપણી ઉછરતી ઓલાદને શક્ષણ પુરૂં પાડયે તો તેટલું પણ ઘણુંજ સંતોષ કારક લેખાવુ જોઇએ. કારણ કે તેમાં સમાયલી ફીલસુફી, નિતી, નેકી સુખશાંતી, અને તંદરોસ્તીને લગતા નિયમ તેમજ ભક્તિરસ

પ્રેમરસ, અને ક્રિયારસ, જે માણસને તેની સંપુર્ણતાએ પુગાડે છે, તે ઘણીજ ઉપયોગી ચૈતન કરવા લાયક અને સદગુણ ખીલવવાને લાયકના છે. કે જેના પઢવાથી માણસને આ અને પેલી દુન્યાનું સુખ મળે છે.

## જરથોસ્તી મહઝબ—ખુદાને મળવાનો ઉત્તમ માર્ગ.

અશો જરથુસ્ત્રના મહઝબ જેવો શ્રેષ્ટ અને ઉમદા ધમ કે જેમાં એકજ ખુદાની પરસ્તેશ કરવાને ફરમાન આપેલું છે, અને જેનો પાયો નિતીનાં તત્વો ઉપર રચાયલો છે, તે પવીત્ર મહઝબને જુદ્દીનનાં અણસમજુ લોકોએ, અને પારસી કોમના વાહીઆત વિચાર ધરાવનારાઓએ નુકશાન પોંહચાડયું છે, જુદાઈ, વહેમ, ઠગાઇ, અદેખાઇ, અને ગેર સલુકાઇ તેનાં ઉપર થોડી ફાવી નીકળે છે, પણ અંતે સચ્ચાઇ અજવાળામાં આવી. અભ્યાસની રૂએ અને વિદ્યાની રૂએ આપણા મહઝબનુ ખરાપણું દુન્યાની રોશનીમાં પ્રકાશી નીકળ્યું છે, અને ખાલેશ પવિત્ર મહઝબ અને તેની ફીલસુફી શું છે તે પશ્ચિમના વિદ્વાનોએ પુર્વની પ્રજાને મોટી શોધખોળ પછી પુરી પાડી છે. અશો જરથુસ્ત્રે પોતાનો પવિત્ર મહઝબ તે વખતનાં ઇરાનીઓને શીખાડયો હતો, તે કેટલો ઉમદા હતો અને છે તે આપણે બરાબર સમજયા છીએ, આપણે આશા રાખ્યે છીએ કે આવા પવિત્ર મહઝબને તેની અસલ નેમોમાં સાચવી રાખવાને આપણી કોમ અને તેનાં વડાઓ પ્રયત્નો કરશે, અને ખોટી તકરારો અને જુદા સુધારાઓની વાહીઆત વાતો છોડી દઇ સત્યતાની શોધમાં પોતાની જીંદગી ગુજારી આ અને પેલી દુન્યાનું સુખ પ્રાપ્ત કરશે.

# જરથોસ્તીઓની રાજદ્વારી હાલત.

## ભાગ સાતમો.

અશો જરથુસ્ત્રના જમાનામા ઇરાનીઓની સંસારી અને ધાર્મિક હાલતો વિષે અમો બોલી ગયા છીએ, હવે જે બાબદ હાથ ધરવી છે, તે તેઓની રાજદ્વારી હાલત વિષે છે. હાલના જરથોસ્તીઓની રાજદ્વારી હાલત ઘણીજ ઉત્તમ છે. મરહુમ દાદાભાઇ નવરોજી, અને મરહુમ સર ફિરોજશાહ મહેતા જેવા હિંદુસ્તાનના મહાન રાજદ્વારીઓ જરથોસ્તી હતા, એ બિના આપણને ઘણીજ મગરૂરીનું કારણ પુરૂં પાડે છે. હાલનું સઘળું રાજદ્વારી વાતાવરણ મુખ્ય કરીને પારસીઓ ઉપર ટકી રહેલું છે, એ આપણને સારી રવેશે જાણીતું છે. રાજદ્વારી બાબદો માટેના પૈસાટકાની મદદો તેમજ મહાન રાજદ્વારીઓ પુરા પાડવામાં પારસી કોમે ગોયો કમાલ કરી છે, એટલુંજ નહી પણ સઘળી રાજદ્વારી ચળવળો પારસી કોમને આભારી છે. રાજ તરફની વફાદારી અને તાજ તરફની દિલસોજી એ તો પારસી કોમનો મુદ્રાલેખ છે, અને પોતાના શહેનશાહ અને શહેનશાહત તરફ પુર્ણ ભક્તિભાવ એ અશો જરથુસ્ત્રનું મહાન શિક્ષણ તેઓને પુરૂં પાડવામાં આવ્યું છે.

## બ્રિટીશ રાજ અને તાજ તરફ પારસી વફાદારી.

પારસીઓના આફ્રિનગાન, બહેરામયસ્ત, અને અશો જરથુશ્ત્રે પાદશાહ-ગુસ્તાસ્પ ઉપર કરેલાં આફ્રિનવાલાં ભણતરોમાં રાજની વફાદારી માટે ઘણાજ પવિત્ર અને આફ્રીન કરનારા શ્લોકો સમાયલાં છે. ઇરાનથી હિંદુસ્તાન આવ્યા બાદ પણ સંજાણનાં રાજાને આપણે જે વફાદારીનાં વચનો આપ્યાં હતાં તે સઘળાં પ્રમાણે ચાલવાને પારસીઓએ પોતાથી બનતું કર્યું હતું, અને મોટા ભોગો આપ્યા હતા. ખુદ હાલની લડાઇમાં પણ પારસી કોમે શું બજાવ્યું છે તે આપણે સારી રવેશે જાણીએ છીએ. ઇરાનની ગાદી તરફ હાલમાં પણ જુદદીન શાહ હોવા છતાં પારસીઓ તેને પુર્ણ વફાદારીથી નમે છે અને તેનાં હોકમોને તાબે રહે છે, અને હિંદુસ્તાનની હાલની ઇંગ્રેજ સરકાર અને "નેટીવ સ્ટેટો" "દેશી રાજો" કે જયાં પારસીઓ વસે છે. તેઓ સઘળા પોતાનાં રાજા, તખ્ત, અને તાજ તરફ પુર્ણ વફાદાર રહીને સરકારને તેનાં રાજદ્વારી કાર્યોમાં પોતાની હોશિઆરી, પૈસા, અને વિદ્યાનો ફાલો આપે છે.

## પારસીઓનો રાજદ્વારી જુસ્સો.

અલબતાં પારસીઓની રાજદ્વારી લડતો ઘણી મોતેબર ગણાય છે, પણ તે ઘણીજ સહણુસીળતા ભરી અને પોતાનાં રાજ તરફની વફાદારીને આધીન રહીનેજ હોય છે, અને સર્વ લડતોની મુળ નેમ રાજ, તાજ અને પ્રજાની સલામતીને આધીન રહીનેજ કરવામાં આવે છે. હાલમાંજ આપણે એવી લડતો કરતા આવ્યા છીએ એમ નથીજ, પરંતુ હીદુસ્તાનમાં

આવ્યા પછી આપણે જે દેશમાં અને જે રાજ તળે વસવાટ કર્યો હતો, તે સઘળી વખતે મોટા ઓહ્દાઓ, અને રાજદ્વારી માન ઉપરાંત શહેનશાહો અને રાજાઓની મોટી પ્રસંશા આપણે પામતા આવ્યા છીએ. આ ઉપરથી આપણે જોઇ શકીશું કે આપણી રાજદ્વારી હાલત અશો જરથુસ્ત્રના જમાનાંથી ઘણીજ અભ્યાસ કરવા લાયક અને વખાણવા લાયક છે, અને પુરતી વફાદારી સાથની રાજદ્વારી લડતો કરી આપણે ઘણુંક જમાનાઓમાં દેશો અને શહેરોની આબાદી માટે પુરતું કર્યું છે. આપણે હજી પણ આશા રાખીશું કે ભવીષ્યમાં પણ આપણું રાજદ્વારી ખમીર ચાલુજ રહેશે, અને હજી ઘણા દાદાભાઇઓ અને ફિરોઝશાહો કોમ પેદા કરવા પામે કે જેથી આપણું મોતેબર રાજદ્વારી ખમીર ઘણા કાળ સુધી ચાલુ રહે, અને જરથોસ્તી નામે જે જગઆશકારા નામના રાજદ્વારી બાબદમાં મેળવી છે તેમાં ઘણો વધારો થવા પામે, અને જે રાજતળે તેઓ આજની આબદી અને સુખ સંપત્તીએ પહોંચ્યા છે, તેને વફાદાર રહી દુન્યામાં આગળ અને આગળ વધે.

## અશો જરથુશ્ત્રના જમાનાનો રાજદ્વારી મામલો.

હવે આપણે અશો જરથુસ્ત્રના જમાનામાં ઇરાનીઓની રાજદ્વારી હાલત વિષે કાંઇક ખ્યાલ લઇશું ઘણીક વખતે તવારીખ નવેશોએ પૂર્વ તરફનાં પાદશાહો માટે ઘણાક ના લાયક અને ખરાબ સુખનો વાપડયા છે, એમ આપણને ઇતિહાસ ઉપરથી માલમ પડે છે.

પાહદશાહો ઉપર ઘાતકી, ઉડાઉ, આળસુ અને અનિતિવાન હોવાનાં આંક્ષેપો વારંવાર મુકવામાં આવ્યા છે. રાજકારોભાર કરવામાં તેઓ તદન ના લાયક હતા એવું પણ વારંવાર કહેવામાં આવે છે. અલબતાં આ વખાણો પુર્વનાં ઘણાંક મુલકોનાં કેટલાક તે વખતનાં પાહદશાહોને લાગુ પડતાં હતાં ઇરાની શહેનશાહોને તે દરજજે ભેગુ પડી શકે નહિ. તેઓમાં ઘણાક બહાદુર, નેક અને નામદાર શુરા અને ઇન્સાફી પાહદશાહો થઇ ગયા છે. અરદશીર અને શાહપુર જેવા બહાદુર, દારાયશ અને નોશીર્વાન જેવા મોટા દાનાત્ર, અને સમજુ, તેમજ ફ્રેદુન અને સાઇરસ જેવા નેક અને ખોદાઇ ખસીએત ધરાવનારા પાદશાઓ આ દુન્યામાં થોડાજ થઇ ગયા છે, જેઓ માટે આપણે ખરેજ મગરૂર છીએ.

ઇરાનનો નેકનામ પાહદશાહ ગુસ્તાસ્પ કે જેણે મહાન પએગમબર સાહેબ અશો જરથુસ્ત્રને તેના પવીત્ર અને મહાન ફીલસુફીભર્યાં મહઝબને ફેલાવવામાં મદદો પુરી પાડી હતી, તે જગ આશકારા પાહદશાહના જાતી ગુણો ઘણાજ વખાણવા જોગ હતા. તે અતી ચાલાક, ઘણોજ પ્રમાણીક, અને લડાયક પરાક્રમ ધરાવનારો એક વખાણવાલાયક શુરો હતો. અશો જરથુસ્ત્રના મહઝબને માટે અને મુર્તીપુજા તેમજ બુત પરસ્તી અને બદીનો નાશ કરવા માટે અને જરથોસ્તી મહઝબ એક ખરો યઝદાં પરસ્તી મહઝબ સર્વે ઠેકાણે દાખલ કરાવા માટે તેણે ભારે શ્રમ ખેંચ્યો હતો. મજકુર મહઝબનેજ માટે તેણે તારતરીના રાજા અરજાસ્પ સાથે ભારે લડાઇઓ ચલાવી હતી. અને તેમાં તે પોતાના બેટા અસફંદીઆરની મદદથી

ફ-તેહમંદ નીવડયો હતો. રાજકારોબાર ચલાવવામાં પ્રજાન તેની ભારે કુશળતા ગણતી હતી, અને એક ઇન્સાફી ચાલાક, અને પ્રમાણીક શાહ તરીકે પ્રજા તેને અનુપમ માન આપતી હતી. પોતાના રાજાની, દેશની, અને બીજુ સર્વે બાબદો લખવા માટે તેણે એક ખાસ કારભારી રાખ્યો હતો, જે તમામ વીગતોની નોંધ રાખતો હતો, અને દેશ પરદેશ ખાતે સઘળા સંદેશા તે ચલાવતો હતો. પોતાના દેશમાં ચાલતા સીકકાઓ ઉપર તેણે એક બાજુએ આતશનું પાતરૂં અને બીજી બાજુએ પોતની તાજ સાથની સબી કોતરાવી હતી. એ પાદશાહ ઘણોજ નેક અને અકકલમંદ હતો, તેની સાબીતી તેને આપેલી કેટલીક નસીહતો ઉપરથી માલમ પડે છે. તે તે કહેતો હતો કે "જે માણુસને પરવરદેગારે મોટે દરજ્જે પહોંચાડયો હોય અને જેની ઉપર તે સાહેબની મેહરબાની હોવ, તેને નમનતાઇ પકડવી ઘટે છે, કારણ કે એક ભીખારી ગરીબાઇ પકડે તો તે તેનાં ધંધાને લીધે છે."

"નાસ્તીક અને મુવેલામાં કશો ફરક નથી જે ધણી સર્વે શકતીમાન પરવરદેગારને નહી માને, જે સર્વે ચીજ પોતાની મરજી મુજબ કરે, ને કીઆમત ઉપર ભરોસો નહી રાખે, અને કરણી અને તેનો બદલો માને નહી, તે માણુસ એક મુરદાં સમાન છે," બીજા પાદશાહઓ સાથે સારી વર્તણુંક રાખવાનું તે ઘણું સારૂં માનતો, અને પ્રજાને સુખ આપવું એ પોતાનો ધર્મ ગણતો અને અકકલમંદોને મદદ પુરી પાડવી એ પાદદશાહની ફરજ છે, એમ તે માનતો અને એવાં બીજાં ઘણાંક ડહાપણ અને સદગુણોને માટે આવા

અસલી વખતમાં પણ પાહદશાહ ગુસ્તાસ્પ એક મહાન, અને ડાહયો પાહદશાહ ગણાતો હતો.

જે વખતે એશીયાના અને બીજા ખંડોના પાહદશાહો અતી જુલમી પાહદશાહી અને હકુમત કરતા હતા, અને પ્રજા ઉપર જુલમ ગુજારી પોતે મોજ મારવાનું માનતા હતા તેવા વખતમાં પાહદશાહ ગુસ્તાસ્પ આવી શ્રેષ્ટ રીતે ઇરાનમાં રાજ કરતો હતો. એ ઇરાનીઓને મગરૂર કરનારૂં હતું. તેણે પોતાના વજીર જામાસ્પ હકીમને પુષ્કળ મદદો કરી હતી. ખેતીવાડી અને હુન્નર ઉદયોને તેણે ઘણો ટેકો આપ્યો હતો. અને એ વિગેરે સઘળી આબાદી તેણે પોતાના દેશમાં ફેલાવી પોતાનું નામ જગપ્રસિધ્ધ કર્યું હતું.

એ ઉપરાંત ઇરાન મુલકનો ઇતિહાસ જયારે આપણે વાંચ્યે છીએ ત્યારે માલમ પડે છે કે પાહદશાહ ગૈયોઅર્દના વખતથી ઇરાનની ગાદી ઉપર જે બાહદશાહો આવ્યા છે, તેમાં ઘણા થોડાકોએજ ખરાબ રાજનિતિ અખત્યર કરી હતી, બાકી લગભગ સઘળા શહેનશાહોએ ઘણીજ વખાણવા જોગ ડહાપણથી અને સત્યતાથી ખોદાનો ડર રાખી પોતાની પ્રજાને અને ધર્મને આબાદ કરવાને પુરતાં પ્રયત્નો કર્યાં હતાં.

આ ઉપરથી જોઇ શકાય છે કે આપણી રાજદ્વારી હાલત અશો જરથુસ્ત્રના જમાનામાં પણ ઘણી ચઢતે દરજ્જેની અને વખાણવા લાયકની હતી. ઉપર કહયું તેમ આપણા ઇરાની પાહદશાહોની રાજનિતિ ઘણીજ વખાણવા લાયક હતી.

## પાદશાહોની પ્રજા પ્રત્યેની મહેરબાની.

પોતાની પ્રજા તરફની ઇરાની પાદશાહોથી માયા મહેર-બાનીના અનેક દાખલાઓ આપણે તવારિખમાં વારંવાર વાંચ્યા છે, પણ એ તો જાણીતીજ બીના છે કે જે જમાનામાં પૂવના શહેનશાહો ઉપર ખોટા આક્ષેપો અને બેહજુદ આરોપો મુકવામાં આવ્યા છે, તેજ આઇ આમમાં આપણા ઇરાની તાજદારોએ પોતાને જેબ મળે એવી રીતે રાજ કારોબાર કર્યો છે હિંદુસ્તાનના વસવાટ દરમ્યાન પણ આપણે આપણો શ્રેષ્ટ રાજદવારી ખવાશ સાચવી રાખ્યો છે, અને હજી આશા રાખીશું કે પારસી કોમ વફાદારી ભરી રીતે પોતાનો એ ખવાશ ચાલુ રાખી તાજ, રાજ અને પ્રજાને ઉપયોગી થઇ પડે.

### આ બાબદનું છેવટ.

હવે આ ભાષણુતાં શુભ છેવટ ઊપર આપણે આવ્યે છીએ. ભાષણોની શરૂઆતમાં આપણે અશો જરથુસ્ત્રના જમાના ઉપર વીવેચન કીધું છે. આપણે દરેક બનતી કોશેશો કરી અશો જરથુસ્ત્રનો જમાનો કોઇક મુદત સુધીનો મુકરર કર્યો છે. અને તેમ કરતાં જો કે આપણુને ઘણુ જ ટુંકમાં સમજવાનુ હોવા છતાં આપણે જુદા જુદા ફિલસુફો, તવારીખ નવેશો અને વિદ્વાનોનાં મતો અને વિદ્વત્તા, લખાણ અને ભાષણનો ટેકો લીધો છે. જુદી જુદી દિશાઓમાં એ બાબે અમારી તપાસો શું છે, અને હવી, તે સઘળી ભેગી કરી ટુંકમાં પણ બનતી સહેલાઇથી અશો જરથુસ્ત્રનો જમાનો મુકરર કર્યો છે. અમો તેમાં ખરા છીએ એમ તો કહી શકીશું નહિ, પરંતુ વિદવતા અને ફિલસુફીની રૂએ જ્યાં સુધી શોધખોળો અજવાળું પાડી શકે,

ત્યાં સુધી આપણે કાંઇક જોઇ ચુકયા છીએ. કોઇ પણ જમાનામાં દુરના કે નજદીકના ઈમઇઆમમમાં તે મહાન અશો પએગમ્બર થઇ ગયા હતા, પરંતુ તેઓન મહાન અને ફિલસુફી ભર્યાં તેમજ મનુષ્ય અને જાનવર કે દુન્યાની આબાદી માટે જે તેવણે કર્યું છે, અને જેનો લાભ મેળવવાથી આપણુને એક મહાન ધર્મ અને મહાન કોમના સભાસદો થઇ પડવાનું માન મળ્યું છે, તે માટે અને તેણે આપેલા મહાન મહઝબ માટે આપણે તેવણના અત્યંત આભારી છીએ. આપણે ઇચ્છીએ છીએ કે તે પરવરદેગાર આપણા મહાન મહઝબ અને તેની કોમને હંમેશ આબાદ રાખે અને તેઓની સુખ, સંપતિ અને બોલબાલા થાય.



# અસલી હાલતો સાથનો આજનો મુકાબલો.

## ભાગ આઠમો.

બીજી બાબદ જે આપણે હાથ ધરી છે, તે આપણા અસલી ઇરાની બાપદાદાઓની ધાર્મિક, સંસારી અને રાજદવારી હાલત વિષે છે. તે બાબે બોલતાં આપણે આજની આપણી હાલત સાથે પણ કાંઇક મુકાબલો કરતા આવ્યા છીએ, અને આ છેવટના પ્રકરણમાં કાંઇક વધુ બોલવાની અમો આસથા રાખીએ છીએ.

### ધાર્મિક હાલતનું તોફાની વાતાવરણ.

આપણી હાલની ધાર્મિક હાલતનું વહાણ કાંઇક તોફાની અને કાંઇક આબાદ હાલતમાંથી પસાર થાય છે. આપણે નિહાળ્યે છીએ કે હાલની આપણી ધાર્મિક હાલત અસલ કરતાં કાંઇક વધારે આબાદ છે. ઇરાન છોડયા બાદ હિંદુસ્થાનમાં વખતનાં વહેવા સાથે આપણું ધાર્મિક શિક્ષણ અને શોધખોળ તદ્દન ડુબી ગઇ હતી. વારંવાર ઇરાન સંદેશા મોકલાવી ધાર્મિક સવાલના ફડચા કરી તેને રેવાયત તરીકે આપણે આચરતા આવ્યા છીએ, અને પરકોમના ઘણાક રેવાજો આપણા અસલ

ધાર્મિક રેવાજો સાથ મિશ્ર થવાથી આપણા ધર્મની ક્રિસ્તી કાંઈક ખરાબે અડડાતી હતી, પરંતુ હાલમાં કેળવણીનો વધુ પ્રસાર થવાથી આપણાં ધાર્મિક યકીનને મુસ્તકીમ બનાવ્યુ છે. અને આપણી ધાર્મિક ભાષાઓના ચાલુ અભ્યાસથી ઘણાક અભ્યાસીએ એ બહાર પડી ધર્મની કાંઇક શોધ કરી છે ખરૂં કહીએ તો હાલમાં ઉદવાડે જવાનું, વાયઝો, ભાષણો, અને ધાર્મિક ક્રિર્તનો કે મેળાવડાઓમાં જવાનું, તેમજ દરેક ધાર્મિક કામોમાં સામેલ થવાનું અસલ કરતાં વધારે પ્રમાણમાં જોવામાં આવે છે સામટી રીતે જોતાં આપણે ધર્મને ડુબાડતાં નહિ પણ આબાદ કરતાં આવ્યાં છીએ, પરંતુ એકજ કારણે તેમાં કંઇક ખતરો મેળવવા માંડયો છે. થોડાક ટુંક ભંડોળ્યા અને પોતાને કાંઇક વધુ સુધરેલા, શીખેલા અને આગળ વધેલા ધારતા પારસીઓથી અધર્મિ, ખરાબ અને આપણી કોમને ન છાજતાં ખોટા સુધારાઓ દાખલ કરવામાં આવ્યા, અને કદમે કદમે આગળ વધતી કોમને એકદમ સુધરેલી બનાવી દેવાની ધુંધમાં કેટલાંકોના ભેજા ધાર્મિક યકીન અને અભ્યાસમાં ડામાડોળ બનાવ્યા. ખુદાની મરજી કાંઇ જુદીજ હતી, તેથી ગમે તેવી પણ કોશેશો છતાં બુરાઇ ફાવી નથી, અને સત્યતા પોતાનાં પુર જોશમાં પ્રકાશી છે. ધર્મિક સવાલો બાબે વધુ જુસ્તેજો થઇ છે, વધુ તકરારો અને વધુ મંડળો બરપા થયાં છે, વધુ ભાષણો, ભાષણકર્તાઓ, અભ્યાસીઓ, અને પોતાનાં પએગમ્બર અને મહઝબને માટે લડનારાઓ પેદા પડયા છે, ખોદાની શુક્રના કરીશું કે આપણે ધાર્મિક યકીનને ડામાડોળ થતું અટકાવ્યું છે, અને ધર્મ નહિ સમજનારાઓ માટે પુરતાં સાધનો અને સાબિતીઓ રજુ થઇ છે સામટી રીતે આપણે હાલમાં અમાઉ કરતાં ધાર્મિક ઝનુનમાં પછાત છીએ, પણ ધામક અભ્યાસ અને મુદ્દાઓ અને સાબિતીઓ પુરી પાડવામાં ઘણા આગળ વધ્યા છીએ. આપણે દુવા ગુજરીશું કે આપણી કોમનું ધાર્મિક બળ રસ્તાખેજ સુધી ટકી રહે અને પારસીઓ પોતાના પવિત્ર મહઝબ ઉપર વધુ અને વધુ મુસ્તકીમ બને.

# સંસારી હાલતનો ખેદકારક સફો.



## ભાગ નવમો.



આપણી હાલની સંસારી હાલત કાંઇક ખેદકારક છે. પારસી સંસારનો ટાળો બગાડયો છે, અને ખોટી કેળવણી, ફીશયારી અને છુટાપણા તેમજ અણઘટતા સુધારાથી આપણને કાંઇક ખમવું પડે છે.

દુર્વ્યસન, અનિતિ અને નાફરમાની ચાલચલણનો કાંઇક વધારો થયો છે, અને મરદ વર્ગ કરતાં સ્ત્રી વર્ગની ઘણીજ ખરાબ ફરીઆદો, આપણે સાંભળતાં આવ્યાં છીએ. આ ભાષણમાં એ બાબદ કોઇપણ રવેશે લંબાવવાની કાંઇ જરૂર નથી, કારણકે એ વિષે આપણે દિનપ્રતીદીન વધુ અને વધુ સાંભળ્યે છીએ, વાંચ્યે છીએ. જાણીએ છીએ.

આપણે દુવા ગુજારીશું કે તે પરવર દેગાર આપણી કોમને નેક તોરીયત બક્ષે, અને પોતાનામાં જે કાંઇ ખરાબ ગુણો પેવશ થયા હોવ તે કાઢી નાખી કોમની ઉન્નતિના કાર્યોમાં ભાગ લઇ પોતાની સ્વકોમનો ટેક જાળવી રાખવાને બનતું કરશે.



# રાજદ્વારી હાલત—શુભ ભવિષ્ય.

—— :o ——

## ભાગ દશમો.

આપણી રાજદ્વારી હાલત અસલી અને હાલની આપણે એ બન્નેનાં પ્રકરણમાં સારી રવેશે તપાસી છે, અને તે બાબે દીવસે દીવસે થતી આબાદી માટે આપણી કોમને મગરૂરી અને મુબારકબાદી ઘટે છે. આપણે ઇચ્છીશું કે તે હજુ આગળ વધે.

આ ભાષણ જેઓએ સાંભળ્યું છે, તેઓ તેમજ આ છપાઇ બહાર પડયા પછી જેઓ વાંચશે, તે સઘળાઓ આ નાની અને ઘણીજ ટુંકી પણ અગત્યની બાબદ ધ્યાનમાં રાખશે, અને કોમની ધાર્મીક સંસારી અને રાજદ્વારી હાલત બની શકતી કોશેશોએ વધુ અને વધુ આબાદ હાલતમાં લાવવાને કોશેશ કરશે.

આપણે સેવટની દુવા તે પરવરદેગાર પાસે ગુજારીશું કે કોમ અને તેનો મહઝબ સદાકાળ આબાદ અને સુલેહભરી અને અસલ હાલતમાં કાયમ રહે અને આપણા પાક પએગમ્બર અશો જરથુસ્ત્રની આર્શીવાદ આપણી કોમ ઉપર સદા વરસતા રહે અને સારી આલમમાં આબાદી અને બોલબાલા સાથ પારસીઓ સદા આબાદ રહે. આમીન.



ધી " કૈસરે-હિન્દ પેપર પ્રીન્ટીંગ વર્કસ, એલફીન્સટન સરકલ, કોટ મુંબઇ મધે મી૦ એરચશા રૂસ્તમજી હીરજી મેહેદીને છાપ્યું છે, અને મી૦ માણેક હોરમસજી દાદાચાંનજીએ દાદાચાંનજી બીલ્ડીંગ ખેતવાડી ચોથી ગલી, મુંબઇ મધેથી પ્રગટ કર્યું છે.

